Ŝri

# INDRA JIT VADHA

A poem in Gujarâti

By

Dolatrâm Kirpârâm Pandiâ

NARIAD



શ્રી

# ઇંદ્રજિતવધ

કાવ્ય.

કર્તા

દોલતરામ કૃપારામ પ

નડીઆદ

To

R. M. KENNEDY, ESQ.

Of the Bombay Civil Service,

This poem

Is inscribed,

In token of

High regard for his character

And

In remembrance of

A friendship of over seven years.

By

The Author

આ કાવ્ય

મુંબાઈ સિવિલ સર્વિસના

આર. એમ કેનેડી. સાહેબ એસ્ક્વાયરને

તેમના સુગુણપ્રતિ અતિ આદરના

તથા

સાત વર્ષની મૈત્રીના

સ્મરણાર્થે

ગ્રંથકર્ત્તાએ

અર્પણ કર્યું છે.



બાલ્યાવસ્થામાંથી કવિતા કરવાના ઈશ્વરદત્ત પ્રસાદમાં તો રપ્ હોય તે ખરી, બાકી જે ઉત્સાહ સહિત ટેવ પડી તેતો લગભગ સાડા ત્રણ્ના સહ નિવાસના આનંદકર સમયમાં આર્ય સુજ્ઞવર રા૦ રા૦ જવેરીલાલ ઉયાશંકરનાં પ્રસંગોપાત્ત શિક્ષણો તથા ઉત્તેજનોનોજ પરિપાક છે. પશ્ચાત્કાળમ અનેક મિશ્ર વ્યવસાયમાં ગ્રસ્ત થયા છતાં મહા કવિ દંડી પ્રણિત "કાવ્યાદ-ર્શ" માં "મહાકાવ્ય" નાં લક્ષણના નીચે લખેલા શ્લોકો વાંચતાં, સંસ્કૃત માતામહીને હતા અને છે તેમ પ્રાકૃત માતાને આ શૃંગાર અવશ્ય હોવા જોઈએ એવી અત્યંત સ્પૃહામાંથી આ કાવ્યની ઉત્પત્તિ છે.

सर्गबंधोमहाकाव्यमुच्यतेतस्यलक्षणम्
आशीर्नमस्क्रियावस्तुनिर्देशोवापितन्मुखम्
इतिहासकथोद्भूतमितरद्वासदाश्रयम्
चतुर्वर्गफलोपेतंचतुरोदात्तनायकम्
नगरार्णवशैलर्तुचंद्रार्कोदयवर्णनैः
उद्यानसलिलक्रीडामधुपानरतोत्सवैः
विप्रलंभैर्विवाहैश्चकुमारोदयवर्णनैः
मंत्रदूतप्रयाणाजि-नायकाभ्युदयैरपि
अलंकृतमसंक्षिप्तंरसभावनिरंतरम्
सर्गैरनतिविस्तीर्णैःश्रव्यवृत्तैःसुसंधिभिः
सर्वत्राभिन्नवृत्तान्तैरुपेतंलोकरंजकम्
काव्यंकल्पान्तरस्थायिजायतेसदलंकृति.

ભાવાર્થ:-મહાકાવ્ય સર્ગથી બંધાયલું હોય છે. તેનાં લક્ષણ નીચે પ્રમાણે છે. આશીર્વાદ, નમસ્કાર અથવા વસ્તુ નિર્દેશથી તેની શરૂઆત થાય છે. ઈતિહાસ કથામાંથી તેનો ઉદ્ભવ છે અથવા તેને કોઈ બિજો સારો આશ્રય હોય છે; તે ચારે વર્ગના ફળથી ભરેલ હોય છે તેમાં નાયક ચતુરોદાત્ત હોય છે. નગર, અર્ણવ, પર્વત

ચન્દ્રોદય તથા સૂર્યોદયના વર્ણનથી, બાગ, પાણી, ક્રીડા, મધુપાન તથા ર
તી, વિયોગ, વિવાહ તથા કુમારના ઉદયના વર્ણનથી, મંત્ર, દૂત, પ્રયાણ,
, તથા નાયકના અભ્યુદયથી ભૂષિત કરેલુ તથા વિસ્તીર્ણ, અને નિરંતર રસ
થા ભાવથી કાવ્ય ભરપૂર હોવું જોઇએ. બહુ વિસ્તાર વગરના સર્ગથી, સાં
ભળવા લાયક વૃત્તથી, સારી સંધીઓથી અને સર્વ સ્થળે જૂદાં જૂદાં વૃત્તાન્તથી
ભરેલુ લોકને રંજન કરે એવું સારી અલંકૃતિવાળુ કાવ્ય કલ્પાન્તર સુધી ટકે
એવું થાય છે.

આ મનના ઉદ્ભવના આયુષ્યનુ ભવિષ્ય બાંધવું એ વાચકવર્ગનુ કે વા
ર્તિકકારનુ કર્તવ્ય છે. પરંતુ ગુર્જર ભાષાના કવિ વર્ગને માત્ર દિગ્દર્શન કરાવી
ઉત્તમ ધ્વનિ યુક્ત મહાકાવ્યોનો સંભવથવામાં જો આગ્રંથ એક સાધન થશે
તો શ્રમની સફળતાજ છે.

આ પ્રકારના ગ્રંથમાં આ પ્રથમજ પ્રયાસ છતાં તેને સત્વર પ્રસિદ્ધ કરવા
માં સાહસ જણાય છે; તથાપિ આર્યસુજ્ઞવર રા૦ રા૦ મનઃસુખરામ સૂર્યરામે પો
તાના અતિશય ગ્રથિત વ્યવહારમાં ગુમ થઈ જતા કાળને અટકાવી રાખી આ
ગ્રંથ શોધી તેને રૂપ તથા સેવકને અભય આપ્યું છે, તેથી તેઓનો ઉપકાર મા
નતાં એમ કહેવું ઉચિત છે કે તેમાં ભૂલો હોય તેની જવાબદારી માહારે શિરછે.

કવિતાને કાન્તાની ઉપમા છે તે રસ જમાવી આનંદની સાથેજ ઉપદેશ
આપે છે. તે પ્રમાણે મનને રંજિત કરવાની પ્રક્રિયાથી સદુપદેશ આપવાનોઆ
ગ્રંથનો ઉદ્દેશ છે તે ઉપર દૃષ્ટિ રાખી આ ગ્રંથ વાંચવા પ્રાર્થના છે. કદાચ
તેમાં સંપૂર્ણતા કે કવિત્વ ન જણાય તો પણ આ ગ્રંથમાંથી ભ્રમરવત્ સારનુ
ગ્રહણ કરવા સુજ્ઞ પુરુષોને વિજ્ઞાપના છે.

નડીયાદ.

તા૦ ૨૯ અપ્રેલ સને ૧૮૮૭ — દોલતરામ કૃપારામ.



## અનુક્રમણિકા.

........" Virtue solo survivos

'Immortal, never failing friend of man

"His guide to happiness on high"

Thomson

# ઇંદ્રજિત-વધ-કાવ્ય.

## સર્ગ પહેલો.

### રાવણ-ઈંદ્રજિત-સંવાદ.

### ઉપજાતિ વૃત્ત.

શ્રીતાતની* પાર તરી કપિએ, ઘેરી લઈ લંક ચતુર્દિશાએ;
રોકી બધી આસન ગુપ્ત વાટ, વર્ત્યો પુરીમાં અતિશે ઉચાટ. ૧
કોથી જવાએ નહિ શે'ર બા'ર, કપિ ચલાવે વિપરીત માર;
લઈ ગિરિ કંદુક પેઠ કોડે, ગઢો મહાવીર મકાન તોડે. ૨
ફિક્કો પ્રજાના મન સાથ ડોલ્યો, ત્યારે સભામાં દશકંધ બોલ્યો;
"બેસી રહ્યા શું સુભટો નકામા, અગસ્તકો શત્રુ કરે ઉલામા. ૩
થઈ સુરારિ! પ્રિય આ પ્રજાનો, ઉઘાડ તા'રા બળનો ખજાનો;
અગ્રેસરીતા મુજ સૈન્યની લે, ઘેરો ઉઠાવી યશ બાંધ ખીલે. ૪
જિત્યા નૃપો તેં મદથી ભરેલા, દેવાદિ તારા શૌર્યથી ડરેલા;
દિગ્વિજયી પુત્ર પરાક્રમીને, ઘટે ન કે'વું હણવા કપિને. ૫
તથાપિ જ્યારે બળવાન કાળ, બાંધી જળે પથ્થર-યુક્ત પાળ;
આવ્યા અહીં લક્ષ્મણ રામચંદ્ર, તેને હણો રાવણ-કુળ-ચંદ્ર. ૬
અક્ષૌહિણી સૈન્ય સહસ્ર સાથે, લાખો ચઢાવી શર તીવ્ર ભાથે;
સંગ્રામ રૂડો કરજે વિચારી, પાછી ન પાની કરવી સુરારિ. ૭
ભુલી ન જાશો શિર રામ કેરૂ, ધ્વજા પરે તે દીપશે ભલેરૂ;
જણાવશે તે યશની સફેતી, લંકેશના દુષ્મનની ફજેતી. ૮
જાણી સુંવાળા અણજાણ બાળ, દયા ન આણો કુળના મરાળ;
સ્ત્રી અર્થે જે આ દુભવે પ્રજાને, જરાય તે પાત્ર ન જીવવાને. ૯
રણાબ્ધિના ઓ કૃત-કાળ*નક્ર, સૌમિત્ર-સીતાપતિ-કાળચક્ર;

---

* લક્ષ્મીનો બાપ સમુદ્ર.

શીકાર શીકાર સમીપ જ્યાંહે, રમે કરી આળસ ગર્વમાંહે. ૧૦
સુપુત્રોને ભાર બધો ઉતાર્યો, તેં જન્મ તારો પિતુનો સુધાર્યો;
મંદોદરીના કુખને દીપાવી, પ્રજા તણી ભ્રાંતિ રહો ટળાવી. ૧૧
આધાર તું આ સહુ રાજ્યનો છે, હે પાટવી! રક્ષક તું થયો છે;
સંભાળ તારું તરવાર-ધારે, મને ક્રમે ને વચને કરારે. ૧૨
સંતાપ આપ્યો અતિશે પિતાને॥ પ્રસન્ન કીધાં પણ અંબિકાને;
સુકીર્તિ તારી સહુ કોઈ ગાય, પ્રભુત્વ તારું ન કળી શકાય. ૧૩
મહા શરીરે છૅત સાર જેમ, આ રાજ્યમાં પુત્ર ગણાય તેમ;
તારા વિના ના જયકાર થાય, કરો કરો, પુત્ર! ખરો ઉપાય. ૧૪
લંકા ગ્રહી મેં સ્વપરાક્રમેથી, કીર્તિ રળ્યો સામદના શ્રમેથી;
તું જાળવે છે કીર્તિને વધારો, તેને કરે ખંડિત આ ધુતારો. ૧૫
તું દેખતાં મર્કટ આમ ખેલે, પ્રાસાદમાં અગ્નિ મહાન મેલે;
સમીપ આવી અવિવેક બોલે, સભા વિષે પૂલેજ-પર્વ ખોળે. ૧૬
પ્રદેશને બાગ અહા! બગાડ્યા, સુવર્ણના ઘાટ સમગ્ર તોડ્યા;
ચોપાસ લંકાગઢ આમ ઘેર્યો, તે દુષ્ટ કેરાં શિરને વધેરો. ૧૭
ગર્જન વિના ફાળ ભરી રિપુએ, સંહારનારો નિરખ્યો વિભુએ;
આ રાજ્યધાની પર હાથ નાંખ્યો, દશાનને તે નહિ જાય સાંખ્યો."૧૮
એવું કહીને વિકરાળ ચીસ, ઉભા થયા આસનથી ખવીસ;
પાડે યથા આરડતો મહિષ, કે ફાટતો કાજળનો ગિરીશ. ૧૯
સંસાર કેરા પ્રલયાન્ત-કાળે, આવર્ત ને પુષ્કરને બખાળે;*
ગભારને ઉત્કટ થાય નાદ, બીભત્સ તેવો દશકંઠસાદ. ૨૦
દશે મુખેથી દશકંઠ ગાજે, રહી લગારે નહિ રીસ માઝે;
ચતુર્દિશાએ અફળાય હાથ, પગો પછાડે નૃપ લંક નાથ. ૨૧
આંખો થઈ રક્ત મહા કરાળ, પ્રસાર થાએ જયમ અગ્નિ-ઝાળ;

॥ પિતાને=શંકરને. * પ્રલયકાળમાં પુષ્કર અને આવર્તક નામના બે મેઘ સામસામે અથડાઈ મહા નાદ કરે છે

ક્રોધાન્ધ દાબે નિજ ઓઠ દાંત, વાંણા ચુંટાથી સમજાય મોત. ૨૨
ધનુષ્યથી હાથ ઘણો દબાયો, લંકા તણો દેશ બધે ગૃહાયો;
અપ્રાપ્ય ને પ્રાપ્ય હજી ગણે છે, 'હાર્યો જુગારી બમણું રમે છે.' ૨૩
દ્વિજાતિ થૈ રાક્ષસબુદ્ધિ રાખે, સતી સતીનો પતિ કેદ નાંખે§;
પાયા થકી ઇંટ ચણેજ ઊંચી, "વિનાશકાલે વિપરીતબુદ્ધિ:" ૨૪
અનંત બ્રહ્માણ્ડતણો અધીશ, ક્યાં રામ ને રાવણ ક્યાં મહીશ;
ચતુર્દિશા મધ્ય પ્તંગ રાજે, પતંગનું તેજ ન તત્ર છાજે¶. ૨૫
ઘડીન આવ્યુંસુખ,કીર્તિ ચાલી, ચિંતા વધી ક્લેશ વિશેષ ઘાલી;
આવ્યો ચઢી નાશ કૃતાન્ત-ઘોડે, દુરંત છે યુદ્ધ મહાનજોડે. ૨૬
કામાન્ધ લજ્જા ભયથી રહિત, મોહાન્ધ ક્રોધાન્ધ ઘણા પતિત;
ગર્વાન્ધ છે આ જગમાં અનેક, બધી રીતે રાવણ અંધ એક. ૨૭
લગાર એ દુર્મતિને ન શંકા, રક્ષા થશે રત્ન-ખચિત લંકા;
દશે મુખો બાણ થકી કપાશે, મંદોદરીનો પતિ અન્ય થાશે; ૨૮
સૌમિત્રને હાથ તનૂજ-મર્ણ, રોળાઇ જાશે પણ કુંભકર્ણ.
કુટુંબ થાશે સહુ ધૂળધાણી, પાશેર દેશે નહિ કોઇ પાણી*. ૨૯
સીતા સતી તોપણ શુદ્ધ રે'શે, ખરેખરી પાવક સાખ દેશે‡;
બે ભ્રાતની કીર્ત્તિ બધે ગવાશે, પોતે જશે ને હતુ તેમ થાશે. ૩૦
ગર્વિષ્ટ શબ્દો મદમત્ત બોલે, ગણી પ્રભુને તૃણ-અંશ-તોલે;
ઉત્કર્ષમાં મૂઢ ઘણો ફુલાય, કુદે દડો તે પછડાઇ જાય. ૩૧
હણ્યા ઘણા દાનવ દેવ લોક, સંકલ્પ કીધા વિધિજન્ય ફોક;
સીતા સતી સાથ રહ્યો ન ધાટે, ઘણું કરે તે પણ અલ્પ માટે. ૩૨
સામા રિપુના બળનો વિચાર, થયો ન એ ઉદ્ધતને લગાર;

---

§ મંદોદરી સતી છે તેનો પતિ રાવણ તે સીતા સતીને કેદમાં નાંખે.
¶ પ્તંગ=સૂર્ય, પતંગીયુ. * પાછળથી કોઇ અંજલિ પણ નહિઆપે
× સીતાના પતિવ્રતની સાબીતી માટે તે અગ્નિમાંથી બળ્યા વિના નિકળી હતી.

સિંહાસને મધ્યપેઠ ઝૂઝે, કુબુદ્ધિને એક દિશા ન સૂઝે. ૩૩
ઘેલો થયો રાવણ રીત કાજ, છોડી દઈ અલ્પ રહેલ લાજ;
વિપત્તિમાં નાંખ્યું સ્વતંત્રરાજ્ય, બેઠો ડુબાવા જળમાં જહાજ. ૩૪
રીસે ભરાણો અતિ લંકરાય, રૂએ રૂએ ક્રોધ ચઢયો જણાય;
ન કોઇથી ઉત્તર લેશ થાય, "હાજી" કહે જ્યાં સરવે સદાય. ૩૫
એ ક્રોધને શાન્ત કરે ન વાપી, કન્યા તણાં અશ્રુ પડે તથાપિ;
ભલે કરે ઐહિક શાન્તિ પાપી, પૂર્ણાહુતિમાં નિજ દેહ આપી. ૩૬
સભા બની સ્તબ્ધ કરે વિચાર, ઉચ્ચાર કાઢયા વિણ તેહ વાર;
સુખાસનેથી તહિં ઇંદ્રજિત, ઉઠયો ન રાખી પણ નામ ભીત. ૩૭
માથે ચઢાવી નિજ તાત-પાદ, કરે વિનંતિ ભટ મેઘનાદ;
ન વીર રાખે અભિમાન નામ, પિતા સમક્ષે જ્યમ પર્શુરામ; ૩૮
"શાને મુઝાઓ પ્રિય લોકપાળ, ક્યાં રામમાં છે લવ-માત્ર માલ;
દુ:ખી કર્યા આમ કૃપાળુ ઈશ, સંહાર તેનો ક્ષણમાં કરીશ. ૩૯
ચિંટાય ચોપાસ અનેક શ્વાન, ભસે કરીને નહિ તોય ધ્યાન;
હોલ્લો જઈ કર્ષણ ટોચ બેસે, ક્ષણે ઉરાડી રખવાળ દેશે. ૪૦
કો આદરે સાહસ કર્મ આવું, ઘટે ન તેમાં અકળાઇ જાવું;
શું રામ જિતે પથરા ઊરાડે. કપિ ચઢયે શું ચઢશે સરાડે. ૪૧
ન ક્લેશ દ્યો આ પશુ હાંકવાને, સામંતને મંડળિકો સગાને;
શી વાર છે ચાંચણ ચોળવાને, રણે રિપુને રગદોળવાને. ૪૨
માટે તજો ને અકળાટ શંકા, વાગે સવારે જય-યુક્ત ડંકા;
શી સૈન્યની છે લગિરે જરૂર, ખમો યદા કાલ લગી સબૂર. ૪૩
તથાપિ ઈચ્છા પ્રભુ એમ જ્યારે, સમગ્ર સેના લઇને કરારે;
તુટી પડયો આ પરસૈન્ય સામે, શીકાર ભુખ્યો જ્યમ સિંહ પામે." ૪૪
સેના કહી એમ તયાર કીધી, સાહિત્ય સામગ્રી સમગ્ર લીધી;
પછી પ્રિયાપાસ જઈ શ્રીમાન, કહી બતાવે સહુ વર્તમાન. ૪૫



## મહર્ષિણી વૃત્ત.

લેવાને અનુમતિ,યુક્તિ સાથ વાત, ઓપેછે અનૃત વદી નૃશંસ જાત;
દેખાડે અવગુણુ રામના અનેક, સ્વાર્થીના ધરમ વિવેક જાય છેક.૪૬

## સ્વાગતા.

નારનાં પ્રણય વેણુ ઉથાપી, મોણુ મોણુ પણુ હા વિણુ પાપી;
ના શકે જઇ રણાગ્ર કદાપિ, પ્રેમને અધીન વીર તથાપિ. ૪૭

## પ્રથમ-સર્ગ સંપૂર્ણ.



સર્ગ બિજો.

સુલોચના-ઈંદ્રજિત-સંવાદ.

## તોટક છંદ.

કંરી આગળ પ્રેમ સ્વરૂપ અને, સ્વર કોકિલને હસતે વદને;
મહિલા કર જોડી કરે વિનતિ, જ્યમ શંકર આગળ પારવતી. ૧
ધન પીન પયોધર-ભાર ભરી, કરભોરુ વદે જ્યમ દેવપરી;
મૃદુ ભાષણ કારણસાથ કરે, મન રાવણ-પુત્રનુ ક્રુદ્ધ હરે; ૨
"શિરછત્ર સનાથ થઈ તમથી, ખમજો કહિ બોલ કહુ અમથી;
પ્રમદા જન સૂચન જે કરશી, તમ આગળ હાસ્ય થઈ પડશે. ૩
અબળા પર રોષ ન હોય કશો, કહ્યું પીતિ ધરી મનમાં ધરશો;
કરજો પ્રભુ હિમ્મત સાર ગ્રહી, હિત-વાક્ય મનોહર હોય નહિ. ૪
જય ને યશ આજ લગી કરતા, અબળા જનના ભય સંહરતા;
અતિપ્રીતિ હતી જવ હોય સતી, કયમ છેક ગઈ બદલાઇ મતિ. ૫
જ્યમઆપનીતેમબિજાનીપ્રિયા, આમ તેશુ કરાય અયોગ્ય ક્રિયા;

ફુગ ધર્મ ધર્યા પતિ!તાત ખર્યા, ધિક! આમ થઈ વિપરીત દશા. ૬
કદિ સારસ-જોડ જુદી કરતાં, ટવળી મરશે તનને ઘસતાં;
કકળી ઉઠતાં મસ આંતરડાં, કરશે વિભુ આંખ ઘણી કરડી. ૭
રવિવંશજસાથ પ્રપંચ કરી, અબળા-જન સાથરહિત હરી;
શઠ ભિક્ષુક શ્રીઅધિરાજ થયા, ઉપકાર છતાં ન આણી દયા. ૮
ન ઘટે ન ઘટે મુજ પ્રાણપતિ, હરવી વિપયાર્થ પવિત્ર સતી;
કુળ-દીપક કાજળ કેમ ઝરે?, નહિ અમૃત ઝેર થઈ પસરે. ૯
અધકું રઘુવીરનુ કામ દિસે, તરવ્યા પથરા જળ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ તણું, સ્વપરાક્રમ રામવિષે છઘણું. ૧૦
કર સર્પતણા દરમાં ધરતાં, છુટકો કદિ થાય ન જીવ છતાં;
ગજ સિંહ અકારણ ખીજવતાં, નહિ વેર તજે નિજ પ્રાણ જતાં. ૧૧
નિજ બાહુ પરાક્રમ દાખવીને, પરણ્યા રઘુનંદન જાનકીને;
બળ તાતનુ કામ નઆવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી. ૧૨
ઘન ઘોર અરણ્યવિષે ફરતા, નહિ લક્ષ્મણ રામ જરા ડરતા;
બહુ લોકતણા ભય સંહરતા, નહિ આપ દશાનન સાથ થતા. ૧૩
બળવાન-વિરૂદ્ધ ન યુદ્ધ ધરે, તજવી નહિ કીરતિ રીત સરે;
શુભચોકડી ચારનુ રાજ્ય જતાં, લવ શાન્તિ રહે ન સતી હરતાં. ૧૪
ક્યમ સિંહણનું દુધ ચિત્ત ચહો, મણિ શેષતણો કરથી ન ગ્રહો; •
જળમિષ્ટતણો નિધિ છેક તજી, ઘટના જળમાં ક્યમ બુદ્ધિ સજી? ૧૫
મુજ નાથ વિચક્ષણ આપ ઘણા, મથવા હરવી પ્રિય સર્વ તણા;
થઈ "એક" હવે પદ સાચવજો, તસ જોર બિજે કદિ દાખવજો. ૧૬
શશિહીણ ભયંકર છે રજની, પતિ વીણ જણાય સુકી સજની;
જયમ પુત્ર વિના ઘર આણસનુ, ત્યમ નીતિ વિના અતિ શૂરપણું. ૧૭
વિરલા ધન ને યશ મેળવશે, પણ ઉદ્ધત તે ન ગ્રહી શકશે;
પણ નીતિ વિવેક ખરો પકડી, ધરશે નિજ બંધનમાં જકડી. ૧૮
ગજશૂકર સિંહ બલિષ્ટ ઘણા, પણ સર્વે અધીન મનુષ્ય તણા;

પણ નીતિ સમીપ ન શૌર્ય ટકે, જગ-ચક્ર સુનીતિ વિના અટકે. ૧૯
જયની ધ્વજ દુર્ગપરે ફરકે, વિધિ પાઠ કરે શશિ છત્ર ધરે;
યમ સેવક ઇંદ્ર અહેશ થયા, લઇ અગ્નિ મશાલ સદાય રહ્યા. ૨૦
ધરતી કીરતિ થઇ પ્રાણપ્રિયા, મુજ સાસુની સાથ કરે કજિયા;
મસ પ્રીતિ થવા પતિ રાવણની, સમજ્યાવણ રીતિ દશાનનની. ૨૧
દશ મસ્તક વીસ વિશાળ કરો, તમ તુલ્ય ગુણી વિજયી દીકરો;
વશ રૈયત સિંહલદ્વીપ તણી, શિર ઉપર શંકરતુલ્ય ધણી. ૨૨
નિજ પુત્રતણે ઘરૂ પુત્ર થયા, સ્વપરાક્રમથી રળનાર મયા;
સુખમાં લગિરે નહિ ખોટ રહી, પ્રભુતા મુખથી કયમ જાય કહી. ૨૩
જયમ પંકજ સૂર્ય પ્રફુલ્લ કરે, ભરજોબન નારનુ નાથ કરે;
ભરછક્ક કરે સરિતા વરષા, [તેમ] સસરાપર શંભુપ્રતાપ વરષા ૨૪
ઘણુ કામશુ વેર મહેશ્વરને, ગમ્યું તેતણુ સખ્ય દશાનનને;
અપલક્ષણ છેક ન ગુપ્ત રહે, વિભુ પુત્રનુ તોય જરા ન સહે. ૨૫
પણ પૂર્ણ પ્રતાપ પ્રશાન્ત થવા, ફર્યું તાતનુ ચિત્ત સતી હરવા;
નહિતો વિસરીસુખસ્થાયિઅતિ, ક્ષણભંગુરમાં કયમ થાય રતિ. ૨૬
અપકીર્ત્તિ કરે વિપરીત કૃતિ, દઈ શાપ ડસે જ્યમ સાપ સતી;
બહુ સંશયમાં પડી જાય મગ્ન, ફટકી મરશે ફુટડી કુળજા. ૨૭
રઘુનંદન રીસ ઘણી કરશે, બળહીન અરિ-કુળ સંહરશે;
લઈ રીત બધા ઘરમાં ફરશે, ઋતુ પાનખરે જ્યમ બાગ વિષે, ૨૮
પ્રિય પાય પડી કહ્યું વિનવી, પરનાર લગાર ન સંઘરવી;
દઇ થાપણ માલીકને નકરી, ટરજો રઘુનંદશુ પ્રીતિ કરી. ૨૯
કહ્યું આપનુ માન્ય હમેષ કર્યું, અવળુ સવળુ નહિ દીલ ધર્યું;
કશુ માગ્યુનથી કદિ પ્રાણપતિ, ઉરમાં ધરજો મુજ આ વિનતિ. ૩૦
મુજ જાતતણું અભિમાન મને, મુખ લેઈ જવાય ન સીત કને-
જવ રક્ષિત થાય ન શીયળને, સહુ વ્યર્થ ગયું પરણી તમને. ૩૧
"અભિમાનિનિ"એમમનેકહીને, ઠગતા દરરોજ વિલંબિનીને;

નહિતો મુજ માન ઘણાં પડતાં, ક્યમ ના અટકો જરિયે લડતાં. ૩૨
સમ ઉમ્મરની કદિ ચાર મળી, મુજ વાત સખી-ગણમાં નીકળી;
હલકું પડશે તમ નાર તણું, કથશે "સુખ છે નહિ નાથ તણું. ૩૩
અથવા ક્યમ એક અનાથ ત્રિયા, કુમળી સુશીળી અબળી ન ક્રિયા;
ન બચાવી શકાઇ દશાનનથી, લલના જ્યમ અન્ય હુતાશનથી"" ૩૪
અતિ એમ કહી અકળાઇ ગઇ, મસ ગદ્ગદ કંઠથી મૌન્ય થઇ;
વદતાં મન બુદ્ધિ શકે હરતી, હિંચકે જ્યમ અંતર ઝૂલવતી. ૩૫
કરી હાવ વિચક્ષણ ભાવ અતિ, પતિ નિશ્ચય ડોલવતી સુવતી;
ક્ષણ સ્તબ્ધ ઉભો થઇ મંદમતિ, જ્યમ શંકર કામિની-દર્પણથી. ૩૬
પણ શુદ્ધિ સમસ્ત સમગ્ર કરી, વીર વાણ વદ્યો વધુ વ્હાલ ભરી;
નિજ ન્યાય પરાક્રમ દાખવવા, સુખ તુષ્ટિ વધૂ-જનને ધરવા, ૩૭
"મનમાં મુજ તાત સતી પરણ્યા, સ્વપને નહિ એ જવ રામ તણા;
પર બાળનુ લગ્ન કર્યું જનકે, પણ કેમ સગાઇ ખરી અટકે. ૩૮
કદિ રામ ધનુષ્ય ઉપાડી શક્યા, દુહિતાઅરથે જનકે પરણ્યા;
બળથી રઘુનાયક સીત વર્યા, છળથી દશકંધ શીકાર ચર્યા. ૩૯
થયુ તે ન થયું નહિ થાય હવે ભુલ થાય કબૂલ સતી તજવે;
અયિ! વક્કર સીત સહિત જશે, વણ કારણ લોક ઘણા હસશે. ૪૦
ઝટ નૌતમ સેન તયાર થઇ, મુજ કારણ છેક અધાર થઇ;
ક્ષણ સાંભળ શબ્દ મહારથીઓના, 'બલમાં નહિ પુત્ર મનોહરીના.' ૪૧
જ્યમ તારક-મંડળ ચંદ્રવિના, જ્યમ જાન દિસે વરહીણ ફના;
નૃપતિ વિણ શૂન્ય સભા અતિશે, ત્યમ અગ્રસરી વણ સેન દિસે. ૪૨
ગ્રહ મંડળને જ્યમ સૂર્યગતિ, ત્યમ સેન વિષે સખિ! સેનપતિ;
ભલુ સૈન્ય કલેવર જોર ઘણું, પણ પ્રાણ વિના વિચરે ન અણુ. ૪૩
ચતુરંગ વિરાચિત સેન મળી; ભટ સામદની અગણિત ભળી;
અતિ વેગ ત્વરા કરતા સુભટો, યશકાળ સમીપ હવે વરત્યો. ૪૪
નીળ સુગ્રીવ અંગદ ને નળને, હનુમાન વિભીષણ લક્ષમણને;

શિવચાપથકી રઘુનંદનને, છડો નાંખીશ હું જ્યમ ડાંગરને. ૪૫
રિપુ દાનવ કિન્નર નાગ ઘણા, લડનાર મળ્યા સુરલોકતણા;
નહિ સૈન્ય ઘણું તુજ નાથ કને, પણ લોટ કર્યા દળી દુશ્મનને. ૪૬
નહિ રામ વિષે અલિ! રામ જરી, ગુણ દોષ ગણી મન સીત ઠરી;
અમથી શિવ નામ થકી ભડકે, પિતુને નહિ મૂરખતા અડકે. ૪૭
ગજકુંભ વિના નહિ અન્ય ગ્રહે, બળવાન શીકાર સદૈવ ચહે;
બહુ મેઘતણો પણ વાદ કરે, ક્યમ સિંહ શૃગાલથી તેહ ડરે. ૪૮
સુસ્વરૂપવતી મુજ પ્રાણપ્રિયે, તુજ નાથ જરા રણમાં ન બીએ;
લપટાઇશ હું તુજ સાથળમાં, પ્રતિકાર કરી અરિનો પળમાં. ૪૯
મિરાં! મર્કટ-યૂથ કશું કરશે, કદિ દાંત થકી બળ દાખવશે;
યમ-દંડ થઈ શર તો પડશે, થઇ માણસ રામ ન ઉગરવશે, ૫૦
રઘુનંદન બાણપ્રહાર લઇ, વટ સાચવશે નિજ જીવ દઈ;
ઘરુ લક્ષ્મણ-કાજ દયા મનમાં, ન ધરે મુજ બાણ શિશુ-તનમાં. ૫૧
અતિ પ્રીતિથકી તુજ દાસ થતાં, સહુ સંકટ લાજ રિવાજ જતાં;
તુજ આણ-ઉલંઘન નાજ કરૂ, વસતુ પણ અંતર શૌર્ય ખરૂ. ૫૨
કદિ પંકજના કુમળા દળમાં, મધુ લિહ પુરાઇ રહે જળમાં;
પણ વાંસ વિષે ઝટ શાર કરે, બળ કે છળ પ્રીતિ જરા ન ધરે. ૫૩
રથ વાહનને હય હસ્તિ ઘણા, નવ અસ્ત્ર સહસ્ત્ર વિષે ન મણા;
લઈ બકતર ટોપ ફરાંસી તણાં, જરૂરી કરતાં બમણાં ત્રમણાં. ૫૪
શુભ સૈન્ય તણો થઇ અગ્રસરી, ઘરુ દુશ્મન ઉપર આંખ નરી;
નિરખી ટકશે કુણ આ જગમાં, જવ ઇન્દ્ર છુપાઇ ગયો નભમાં. ૫૫
રણક્ષેત્રવિષે અરિ-કંપણને, નિરખી મસ ખીલવું ભરી નયને;
ધનને યશ લાભ ઘણો ગણતાં, નહિ વાર કરૂ જરિયે લણતાં. ૫૬
રણ-સાગરનો થઇ મત્સ્ય કહે, સ્થળ અન્ય વિષે ક્યમ જીવ રહે;
તન-દાઝ વધ્યો ચિરકાળતણો, કરશે અરિ-રક્ત પ્રશાન્ત ઘણો. ૫૭
ક્યમ તર્ક વિતર્ક કરી નબળા, ગભરામણ આમ કરે અબળા;

મુજ સાથ રહી દિનરાત સખી, નહિ રાવણ પુત્ર શકી પરખી. ૫૮
મનની સુણ વાત કહું તુજને, જય કે ક્ષય છે યશકારિ મને;
દિન એક જરૂર યદા મરવું, અતિ ઉત્તમ છે રણમાં ગરવું. ૫૯
જવ વિષ્ણુ બની રઘુનાથ ફરે, જય મેળવતાં શુભ કીર્તિ વરે;
કદિ હાર થશે પણ ઈશ્વરથી, રઘુનંદ વિના મુજ જોડ નથી. ૬૦
પ્રમદા ક્યમ આમ ગલિત થઈ, ક્યમ કોમળ છાતી ભરાઈ ગઈ;
નયણે ક્યમ શ્રાવણ ભાદરવો, ન ઘટે કરૂણા રસ આદરવો. ૬૧
ધર ધીરજ ભીરુ દશેક ઘડી, અથવા સહુ કામ જશે બગડી;
જયની ધ્વજ તાત સમક્ષ ધરી, તુજ પાસ થકી નહિ જાઉં ફરી. ૬૨
મનની કર દૂર બધીય કઝા, રણ મધ્ય જવા અલિ! આપ રજા;
વળતાં નહિ દૂર જઈશ ફરી, તુજ અંક વિષે મુજ શીષ ધરી. ૬૩

## માલિની વૃત્ત.

મધુર વચન બોલી, પ્રેમદા શાન્ત પાડી;
અભિનવ નખરાંથી, બાહુ મધ્યે રમાડી;
અનુમતિ પણ લીધી, દીર્ઘ આશ્વાસનાથી;
કપટ શઠ રમે છે, ધિક્ક! અર્ધાઙ્ગનાથી. ૬૪
રગ રગ બળ સાથે, ક્રોધ વ્યાપ્યો વધારે;
હૃદય અવર શિક્ષા, કાજ ક્યાં સ્થાન ધારે;
પવન શિર ભરાયો, ધર્મની ત્યાં ન વાત;
મન વિકૃતિ વિસારે, નાર કે ન્યાય માત. ૬૫

બિજો સર્ગ સંપૂર્ણ



## સર્ગ ત્રિજો.

### મંદોદરી-વૈભવ તથા સ્વરૂપ-વર્ણન.

## ઉપજાતિ વૃત્ત.

ભીંતો ઝગે દિવ્ય સુવર્ણ વાળી, હીરે જડેલી નવરંગ જાળી;
ચોંક્યા સ્ફટિકો ઉજળા ઉપાન્તે, શોભે ઘણો ઉમ્મર ચંદ્રકાન્તે. ૧
હીરા અને માણકથી ખચિત, ઘણા ઘણા હુન્નરથી રચિત;
શોભે અહીં ઝાક ઝમાળ દ્વાર, મણી તણાં તોરણ આરપાર. ૨
વિચિત્ર ચિત્રામણ ચાર પાસ, કુમાશ વાળા ધરતા પ્રકાશ;
તારા તણું મંડળ દેવ લાવ્યા, જરીતણા કે ગલીચા બિછાવ્યા. ૩
ચિંતામણીના ચહુપાસ મોર, રચ્યા રૂપાળા ઘટ ને કિશોર;
શશાઙ્કની ધાતુથકી મઢેલુ, અમૂલ્ય સિંહાસન આ જડેલુ. ૪
સદંડ આ છત્ર વિરાજમાન, મળે ન જેનુ કહીં ઉપમાન;
ધરાથકી તેજ—સમૂહ ચાલે, નવીન રંગી કદિ મેઘ ખાળે. ‡ ૫
અલક્તથી રંજિત પાદ-પાટ, પુષ્પે ભરેલી નવરત્ન-ખાટ;
ઝૂલે કળે એન કર્યો હિંદોળો, નિદ્રા તણું ગેહ પલંગ પોંળો. ૬
વસંતિકા ચંપક પારિજાત, ગુલાબ ને જાવલ જૂઈ જાત;
મંદારસાથે ગુલદાવદીના, ગુચ્છો રચ્યા છે બકુલાવલીના. ૭
કદાપિ સિંહાસન ચંદ્ર જાણી, ઘણું સ્રવે ઉમ્મર અશ્મ પાણી; *
અંજાય કે તેજ વિષે અજાણ્યા, કુદૃષ્ટ કે કોઇ કરે દિવાના ૮
હોએ ગમે તેમ ન તે કળાય, મધ્યે મુક્યો એક પટાન્તરાય;
નેપથ્યનો • થૈ પડદો અમાપે, હવે પછીનુ બતલાવી આપે. ૯

---

‡ પૃથ્વીથી તેજનો સમૂહ ચાલે તે દંડ અને નવીન રંગી મેઘ તે છત્ર.

* કારણ ઉમરાનો પથરો ચંદ્રકાન્ત હતો અને સિંહાસન ચંદ્રની ધાતુનું હતું.

વાયુ-પ્રિયા મંદ સમીર ઢોળે, સરસ્વતી મંગલ-ગીત બોલે;
વરુણાંગના ઝારી જળ મિષ્ટ આપે, દેવાંગનાઓ પદ યુગ્મ ચાંપે. ૧૦
ઇંદ્રાંગના કેશ હમેશ હોળે, વેણી ગુંથે તેલ ફુલેલ ચોળે;
સૂર્ય-પ્રિયા સન્મુખ આપનારે, સંધ્યા રખે વક્ર થતો લગારે. ૧૧
મુગ્ધા પ્રગલ્ભા ઇહ ઠામ બાલા, સુવસ્ત્ર ને દેહ ઘણા રૂપાળા;
ગરે મુખેથી સ્વર-પુષ્પ-ફાગુ, વનકાની કો અલબેલી વાગુ. ૧૨
વીણા લઈ હાથ વિષે વગાડે, મિજી કરી નૃત્ય ઘણું રમાડે;
ત્રીજી સ્વરે કોઇ મધુર ગાય, આનંદ અત્રે ઊભરાઈ જાય. ૧૩
ચંદ્રાનનાનો કુચ-કુંભ-ભાર, શકે ન વેઠી ગજમોતિ-હાર;
નિતંબથી ભાર ખમાય શાનો, વધ્યો સદા ત્યાં કટિ-મેખલાનો. ૧૪
રંભોરુ તેથી ગજ-ચાલ ચાલે, કુરંગ પેઠે તદપિ નિહાળે;
અહો! નથી દાસીક્રિયા કળાતી, સ્થાને ધર્યા બેય ગુણો વિજાતિ.* ૧૫
ભાલે કરે કુંકુમ-ચંદ્ર એક, આજ્ઞા પ્રમાણે વરતે અનેક;
ધરી રહી છે મુખવાસ કોઇ, અપાર બેઠી મુખ સામુ જોઇ. ૧૬
જુવાનીના લ્હાવ મળ્યા અથાક, વધી ગયો છે હદપાર છાક;
કરી ઘણું ટીખળ હાસ્ય આણે, દાસીજનો મોજ સદૈવ માણે. ૧૭
જોઇ ભરેલાં સ્તન યુક્ત બોળી, નાની પડેલી કદિ હોય ચોળી;
સખીજનો સાન કરી અપાર કરે સ્તનોમાં કલિના પ્રહાર. ૧૮
ત્રીજું સજે છે પરિધાન એક, છુટા મુકી કુંતલ કૃષ્ણ છેક;
બન્ને સ્તનોને લટ વિંટળાઈ, નાગણુ જાણે હરને ગુંથાઈ. ૧૯
બે હાથમાં સુંદર આબખોરા, જળે ભર્યા ઢાંકણુ સાથ કોરા;
બરાબરી બે કુચની કરે છે, સંજીવના અમૃત શું ધરે છે. ૨૦
સુતી ઉઠેલી લલના જણાય, બગાસુ તે આળસ માંડી ખાય;
ઊંચા કરી બે કર સાથ જોડે, કરે શકે વિનય નાથ જોડે. ૨૧

* મંદતા પગમાં અને ચંચળતા આંખમાં એમ વિરુદ્ધ ગુણો પણ યોગ્ય સ્થળે રાખેલા છે.

પશ્ચિમને દક્ષિણ વાત વાએ, સુગંધથી મ્હેલ બધો ભરાએ;
સુવસ્ત્ર ખેંચાય બધી દિશાએ, નિતંબિની અંતરમાં મુઝાએ. ૨૨
લજ્જા ધરીને રતિને લજાવે, સર્વાઙ્ગને વ્યાકુળતા દીપાવે;
હારી તજીશું નિજ પંચ અસ્ત્ર, અદૃષ્ટ ખેંચે મનસિજ વસ્ત્ર.* ૨૩
પતિવિયોગે અકળાઈ જાતાં, ઢવે ઢવે કો ઉકળાટ થાતાં
હાથે કરી વિંજનને પસારે, પ્રદીપ્ત કામાગ્નિ કરે વધારે. ૨૪
અશોક ધારી ચ્યુતમંજરી ને, સ્તનો વિષે ચંદન ચોપડીને;
તાળી વગાડી શુભ ગાય સામ, સુતો જગાડે જયગ કોઇ કામ. ૨૫
કેલિક્રિયાનો વધતાં ઉચાટ, ટોળે મળી ચિત્રવિચિત્ર ઘાટ;
ઘડે ઘણા માનિની દેવતાઈ, પતિ વિનાની રતિયો ભરાઈ. ૨૬
રતિ-શ્રમે ગાત્ર શિથિળ છેક, સંતાડતાં ચિન્હ જણાય એક;
કપાળ ગ્રમે થઈ આડ સંધી, પ્રસ્વેદનાં બિંદુ, ન હોય બંધી§ ૨૭
આ રીતિનાં સેવકથી વિંટાણી, સિંહાસને રાવણ-પાટ-રાણી;
બેસી દીપાવે સહુ આશપાશ, નક્ષત્રને જેમ શશિપ્રકાશ. ૨૮
ગંભીર ને ચંચળ એ જણાય, સદ્ધર્મનું તેજ મુખે નમાય.
જિવ્હા થકી પ્રીતિ પવિત્ર વર્ષે, પ્રગલ્ભ કામે પણ બાળ વર્ષે.¶ ૨૯
વેવાઈની* વેણુ સમાન કેશ, કપાળમાં ચંદ્રકનો ઉજેશ;
આકર્ણ પર્યંત ધનુષ્ય જેવી, દેખાય છે ભમ્મર સ્નિગ્ધ કેવી. ૩૦
આંખોથકી જે નિસરે છ બાણ, શકે હરી લે મન ઇંદ્રિ પ્રાણ‖;

* પવનથી લુગડું ખેંચાય તે જાણે કામ દેવ હથીઆર છોડી દેઇ અદૃષ્ટરૂપે વસ્ત્ર ખેંચે છે.

§ કપાળમાં શ્રમથી પરસેવામાં બિંદુ છે પણ મોતિની બંધી નથી.

¶ વયે બાળી જણાય છે પણ મદનથી પ્રગલ્ભ જણાય છે-અર્થાત ભર યૌવનમાં છે..

* મંદોદરીનો દીકરો ઇંદ્રજિત શેષની કન્યા સાથે પરણ્યો હતો.

‖ મંદોદરીની આંખનાં બાણ પતિને મારે જેથી તે વિવશ થાય પણ રાવણ-

જાણી સુધા અંતર વીસ હાથ, પરણાવી તાને દશકંધ સાથ. ૩૧
કપોળની લાલપ વહાલ આણે, નાસા તણો મર્મ ન કોઈ જાણે;
પુરે પરાયા જન પાંજરામાં, રમાડતી પોપટને મઝામાં. ૩૨
પ્રવાલીએ પેટ વિંધેલ ત્યારે, દિઠો હશે આ અધરોષ્ટ જ્યારે;
માધુર્યને કોમળતા જણાતાં, હઠી હશેના જળશાઇ થાતાં. ૩૩
દંતાવલી ને બહુ શું વખાણું, અશોકનું દાડમ ફાટવું જાણું;
સુધાથકી દેહલતા બનાવી, માટી જરા કારણરૂપ નાવી* ૩૪
છે વામ ગાલે શુભ તિલ એક, શૃંગાર મ્હોંનો બનતો વશેક;
કર્યો ભલે ના નજરાય માટે, અનર્થ થાએ પણ અર્થ સાટે ‖ ૩૫
ગોરી તણી નૌતમ જોઇ ડોક, કુરંગનું થાય ગુમાન ફોક;
શીશારદશી અતિ સૂક્ષ્મ ખાલ, લગી ત્યહાં રત્ન ખચિત માળ. ૩૬
કોનું ઘણું તેજ ન તે કળાય, કોની પ્રભાનું પ્રતિબિંબ થાય;
સૌંદર્યમાં એ ચઢતાં જણાય, અન્યોન્યનાં તે ઉપમાન થાય.× ૩૭
બેઠા ખભા બે ફુટડા જણાય, સંતોષ જોતાં ન લગાર થાય;
બાહુલતા પંકજ નાળ જાણે, હાથેલીને નારદ શું વખાણે. ૩૮
નખો થકી થાય પ્રદીપ્ત તેજ, વાળે શકે સૂરજનો અવેજ;
ને તર્જનીથી શુભ તેજ લીટી, ન શુક્ર કે ધ્રુવ ન એ જ વીંટિ.= ૩૯
ગોરાડુ ને બેસર ભોંયવાળા, ખભા વિષે પંકજ નાળ ફાલ્યા;

---

ની નાભીમાં અમૃત હતું એ વિગેરે કારણથી તે નહિ મરે જાણી તેની વેરે તેને પરણાવેલી.

* મનુષ્ય માત્ર માટીથી બને છે પણ આતો અમૃતથીજ બની છે.

‖ આપણામાં નજર ન પડે માટે ગાલમાં કાળુંઆડુ કરે છે તે પ્રમાણે આ તિલ હશે પણ તેથી શોભા વધતાં ઉલટી નજર પડેછે.

+ ડોકને અને માળાને એકબિજાની ઉપમા અપાય

=ટચલી આંગળીથી જે તેજનો પ્રકાશ થાય છે તે શુક્રનો કે ધ્રુવનો તારો નથી પણ વીંટિ છે,

મળ્યે અહીં પંકજ ભાનુ આથે, ખીલી રહ્યું પાંખડી પાંચ સાથે. * ૪૦
કાંડાં વિષે કંકણ બાંધ્યું બાજુ, વખાણ તેનું કરવું ન ઝાઝું;
સ્પર્શ્યા પછી ચક્ર શરીર ભેદે, આ ચક્ર જોતાં યમદૂત તેડે. ૪૧
દડા ફુલોના કુચકુંભ તેને, કેવો દીપે કંચુક ભવ્ય એને;
બાંધી કશી નૌતમ અંગ સાડી, છુપાવવા અમૃતની હવાડી. [1] ૪૨
સિંહાસને સિંહણ પુષ્ટ રાતી, વિશાળ છાતી, કૃશ કેડ, માતી;
દિ દુખમાએ નહિ એવ્યથામાં, શું કેસરી રે' ગિરિની ગુહામાં. ૪૩
નિતંબને સાથલ નાભિ જાનુ, ભલે રહે દર્પણ તેનુ છાનુ;
કાને સુણી શંકર ટેક મેલે, કંદર્પનિરંકુશ જોઈ ખેલે. ૪૪
આલકતથી પુષ્કળ રક્ત પાદ, સદ્ભાગ્યના લોચનનો પ્રસાદ;
લગાર ઊંડી બહુ પાનો શોભે, જોવા ધુટી નારદચિત્ત લોભે. ૪૫
સ્પર્ધા અલોકી મુખની કર્યામાં, કલંકનું સાલ વધ્યું નક્રામાં;
તેથી પડયો પાય શશાङ્ક જાણુ, શું આ નખોની ઊપમા વખાણુ. [2] ૪૬
લઈ સુગંધિત સુવર્ણથાળી, સાગી વરે સુંદર દિવ્ય બાળી;
સુવાસ ને કોમલતા ભરેલાં, પુષ્પો ઝીલે શું મુખથી ગરેલાં. [3] ૪૭
મૂર્છા થકી મુક્ત થવા ત્રિલોક, રાખી ઉઘાડો નિજવક્ત્ર ગોખ;
વેરે સુધા ઉજ્વળતા અખંડ, શું ચંદ્રિકા કે સ્મિત મંદ મંદ. [4] ૪૮

---

*ખભારૂપી જમીનમાંથી હાથરૂપી કમલના નાલ ઉગ્યા તેનુ કમળ જે હાથેલી તે નખ રૂપી જે સૂર્ય તેને મળ્યું જેથી તે હાથેલી રૂપી કમળ આંગળી રૂપી પાંચ પાંખડીઓ સાથે પ્રફુલ્લ થયું.

[1] સ્તનનો મધ્ય ભાગ.

[2] પગના નખ ચંદ્ર જેવા છે; તે જાણે મંદોદરીના વદનની અદેખાઈ કરવાથી કલંક રૂપી દોષ લાગ્યો એમ સમજી ચંદ્ર પગે પડે છે.

[3] સુંદર પુષ્પની થાળી લઇ કોઇ બાળા ઉભી રહેલી તે જાણે મંદોદરીના મુખમાંથી શબ્દ રૂપી ફુલ ગરતાં ઝીલે છે.

[4] ત્રિલોકની મૂર્છા મટાડવા, અખંડ અમૃત અને ઉજ્જવળતા ઉઘાડા વદનમાંથી વેરે છે તે તેનુ સ્મિત છે કે ચંદ્રની ચંદ્રિકા છે?.

અનેક તત્વો તણું સત્વ તાવી, અપૂર્વ કામે પુતળી બનાવી;
નથી ભિન્ન તર્કતણો પ્રસંગ, બન્યું અલંકાર દરેક અંગ. ૪૯
ઝુકે જુવાની ભરછક્ક રોજ, સ્વરૂપમાં જાય રમાનું ઓજ;
ઇંદ્રાણીનીરાણી બની તથાપિ, શક્યો ન પેશી મદ લેશ પાપી. ૫૦
પતિવ્રતા માનિનીમાં લલામ, ગ્રહે ન એને અભિમાન નામ;
સતી સપત્નીપર પ્રેમ રાખે, દાક્ષિણ્યથી સેવકસાથ ભાખે. ૫૧
કળાગરી ધાર્મિક લાજ વાળી, ગુણે નને નમ્ર અને દયાળી;
સર્વે જગાએ નિજ દેખ રેખ, કલ્યાણી પૂરો ધરતી વિવેક. ૫૨
મને કર્મે ને વચને પવિત્ર, એકે નથી ખોટુ શિખી ચરિત્ર;
પુત્રી-વધૂ-પુત્ર-પતિનુ મન, પ્રસન્નમુખી કરતી પ્રસન્ન. ૫૩

## શાર્દૂલ વિક્રીડિત.

ધારી રોગ રહિત દેહ વાનતા, સદ્ધર્મની આત્મજા;
ધારી ભોગ સહિત ગેહ સરિતા, જેવી ખરી કુળજા.
ધારી શીયળને સુહાગ સુખના, મધ્યાન્હ દર્શાવતી;
બાજી ખેલરમી ત્રિયાશિખવતી, અસ્તોદયોની ગતિ. ૫૪

ત્રિજો સર્ગ સંપૂર્ણ



સર્ગ ચોથો.

ઇંદ્રજિત-મંદોદરી-સંવાદ.

## ઉપજાતિ વૃત્ત.

રામા રમે ખેલ નવા નિરાંતે, જઈ ઠર્યો ત્યાં યુવરાજ ખાંતે;
પગે પડીને કરવા પ્રણામ, નીચો પડ્યો પાદપ પાટ ઠામં. ૧
અલકતાનો સ્પર્શ થયેલ જેને, એવાં નવાં બક્તર ટોપ તેણે

નખો તણો તેજ-સમૂહ છાયો, શશિ અહીં તો પણ આ ગૃહાયો. * ૨
વૃત્તાન્ત ચેતી જઈ સર્વ શાણી, જોઈ રહી અર્ધ ઘાટક રાણી;
સંકોચ વકત્રામ્બુજમાં ભરાય, જાણે નિશાચારથકી || ગૃહાય. ૩
'માતા અતિશે ગભરાઇ ત્રાસે, સમૂળગી એ કરમાઇ જાશે;
કલ્પાન્તથી ચિત્ત કરે વિલાપ, પુષ્પે પડે છે વડવાગ્નિ તાપ.' ૪
એ વાતને તત્ક્ષણ ચિત્ત ધારી, બોલ્યો ગિરા એ રણધીર સારી;
સ્તુતિ કરી વાત કરે નમીને, ગણેશ જાણે સતી પાર્વતીને. ૫
"હે માત! હે અંબ! બલીજનીતા, પવિત્ર હે! પ્રીતિ તણી સરિતા!;
હે દક્ષદેવી! થઈને પ્રસન્ન, કરો કૃપાદૃષ્ટિ, નમે સ્વતન ૬
પ્રાણેશ્વરી! હો મય-રાજ બાળી!, સુકીર્ત્તિથી નિર્મળ ભાગ્ય શાળી!;
વિધાત્રીથી સોધ ધીશુદ્ધ શાણી!, વિજ્ઞપ્તિ ધારો ઉર, લંક રાણી!. ૭
અખંડસૌભાગ્યવતી રનાદે!, સરસ્વતીથી ન ચઢાય વાદે;
પ્રતાપ છે સૂર્ય થકી મહાન, ધરો ધરો, મા! ક્ષણ એક કાન. ૮
પ્રજાતણી રક્ષક માત વ્હાલી!, જતું નથી દર્પણ જેનુ ખાલી;
હે નર્મદે! ઉજ્વલ કીર્ત્તિખાણ!, કરો જરા આર્જવ આ પ્રમાણ. ૯
થતાં મને જોઇ સદાય રાજી, ઊદાસ દેખું પણ આજ માજી;
નિર્માલ્ય ફુલ્લામ્બુજ વક્તશાથી? ચિંતા વધી શી અવળી ક્રિયાથી? ૧૦
નથી જરાએ ઉતપાત કીધો, સંગ્રામ માગી મનથી નલીધો;
વાગ્યોચઢી શત્રુ નિવારવાને, બીડું લઇ હર્ષ દિધો પિતાને. ૧૧
બાળી ગયો લંક પ્રદેશ એક,‡ વાલી–સુતે + ગાળ દિધી અનેક;

---

* બકતર તથા ટોપ કાળાં તેને રાતા અલકતનો સ્પર્શ થયો અને મંદોદરીના પગના નખ આગલ તે ગયાં તેથી જાણે ચંદ્ર ગૃહાયો હોય એમ જણાતું હતું

|| ચંદ્ર અથવા રાક્ષસ.

‡ હનુમાન. × અંગદ

પાડી પિતા—મુકુટ લીધ નાંક, ક્યાં છે અમારો તલવારચાંક?. ૧૨
પાછા જતા હોય હજી કદાપિ, ફુટેલ કાકો મુજ હાથ આપી;†
સીતાતણી કોઈ ચહે ન વા'રે, છાંટો નથી રીસ પછી અમારે. ૧૩
હાથે કરીને પણ રાંડ માગી, પછાડવાદે તવ એ અભાગી;
વિદેહ કિષ્કિન્ધ ન આ અયોધ્યા, લંકાવિષે એ જડશે ન સોધ્યા. ૧૪
સંગ્રામ ઇંદ્રાદિ સમીપ કીધો, તેમાં નથી સંશય લેશ લીધો;
તરી મહા સાગર આવવામાં, કુંભીશ શું છું હલકા ધરામાં. ૧૫
રાખો જરા હિમ્મત માત મા'રી, પાળો ચણ્યામાં નહિ હાંસિયારી;
શું થાય એવી દશચાર બાંધ્યે, દો'ડા જનોને લઈ જાઉં કાંધે ૧૬
કરાવતો સ્નેહ કદાચ શંકા, સૈનિક તો જો વિરલા અટંકા;
વળી જુવો આ તનબીર મા'રી, છે અંબિકાની પણ મ્હેર સારી. ૧૭
લીધો જિતી મેં સુર-વર્ગ સર્વ, હણ્યો રસાતાલ-નરેન્દ્ર ગર્વ;
જો રામ સામે જિતમાત! થાશે, ત્રિલોકમાં કીર્તિ ઘણી ગવાશે. ૧૮
નિઃશંક થાશે જય આજ મા'રો, અન્યોન્યકેરાં બળને વિચારો;
ક્યાં બાળ એ વાનર રીંછ સાથ, ક્યાં વીરસેનાન્વિત લંકનાથ. ૧૯
જતો યદા શત્રુ મહાન સામે, આજ્ઞા કરી બ્હીક ધરો ન નામે;
થઈ દયા આ વખતે તમારી, એ બાળનો બા'રવટો વિચારી. ૨૦
સુતો જગાડી યમ, મોત માગે, તેને હણ્યામાં નહિ પાપ લાગે;
અમસ્તકાં શું કરવા મુઝાઓ, લેવા મને દ્યો જગજિત લ્હાવો. ૨૧
જેણે ગૃહ્યો છે જય વાવટાને, દયા અને બીતિ ઘટે ન તેને;
સત્તા અને દુષ્મન દાવ જાતાં, ફરી ફરી હાથ ચઢે ન' માતા; ૨૨
માથે રહ્યો છે અરિ આમ ગાજી, આજ્ઞા વિના ના ફરકાય માજી;
આપો વિચારી જનની! કરારે, આજ્ઞા અને આશિષ વાર વારે. ૨૩

---

† વિભીષણ.

સંગ્રામનો સંનિધ કાળ આવે, મને મહા ઉત્સવ તુલ્ય ભાવે;
ફરી ફરીને નહિ લાગ આવે, જો માત! તારા મનને મનાવે. ૨૪
મંદોદરી માત હું પાય લાગું, ફરી ન તારા સમ કાંઈ માગું;
ફુલાય ધાસી અરિગ્રામ ઘેરો, આજ્ઞા કરો આડખી આજ ફેરો" ૨૫
એ રીતિનાં નમ્ર વદી વચંન, ઉભો રહ્યો માત સમીપ તંન;
ત્વરાવથી છે રણમાં જવાની, પ્રભુ રુઠ્યે બુદ્ધિની થાય હાની. ૨૬
અનીતિ ને નીતિ વિવેક ધારી, ઐશ્વર્ય સીતાપતિનું વિચારી;
જાણી-હઠીલા પતિ દૈવ જાત, સંતાપથી કંપિત માત જાત. ૨૭
સમી શિખેરસીત ન આપવાના, બની ગયા પુત્ર પિતા દિવાના;
બેહાન મેહાન થઇ જવાના, તથાપિ કે'નાર નથીજ "માન્યા."*૨૮
છઠ્ઠી તણા લેખ ન થાય ફોક, ભલે ધરે કો' હદ પાર શોક;
રણાંગણે જો અવસાન થાશે, લંકાજિતાં સ્વર્ગ નિવાસ થાશે. ૨૯
ખરો કરી નિશ્ચય એ પ્રકાર, બોલી મૃગાક્ષી મનનો વિચાર;
ચિંતા છટા ન્યાય દયા સહિત, જતાં જતાં એ જ્યમ થાય હિત. ૩૦
"ભરી તમે અંતક સાથ બાથ, જાણી ધર્યા પાવક મધ્ય હાથ;
પડે તમારા સહુ વક્ર પાસા, તોએ કરો શી જિતવાની આશા. ૩૧
પીડ્યાં સખા સામદને પ્રજાને, સત્યાર્થ કે'તાં કનડ્યો સગાને;
સતી તણા શાપ ખરા થવાના, આયુદ્ધમાં તો નહિ ફાવવાના. ૩૨
સીતા હરી ઝેરનુ બીજ વાવ્યું, કુદૃષ્ટિ પાણી કડવું સિંચાવ્યું;
ઝેરી ફુંકાર્યો અભિમાન-વાત, જિહાં ફળોની કરવી ન વાત. ૩૩
કપિ કપિ તો પણ રોળ વાળી, ગયો તમારી નગરી પ્રજાળી;
એવા મળ્યા આરણમાં અપાર, જશે અલ્યા ભાઇ! ખચીત બાર. ૩૪
સુવર્ણ લંકા મણિયુક્ત મ્હેલ, સુપુત્ર ને કુળ વધૂ ઠરેલ;
સ્વધર્મ ખ્યાતિ-અધિકાર સાજ, બેઠું જવાએ સરવસ્વ આજ. ૩૫

---

* પોતાની ભુલ માનનાર નથી.

લીધાં ઘણાં માન વિમાન મધ્ય, ખાધાં પીધાં લાડ કર્યાં અવદય;
નથી રહ્યો વૈભવ એક ન્યૂન, આજે બધુંએ પરવારયું પુન્ય. ૩૬
પ્રત્યક્ષ જોવા કૃતિ પુન્ય પાપ, અયોગ્ય ચેષ્ટા રીતભાત આપ,
આવી ધરી સીતનુ રૂપ છાની, શાને ધરો હિમ્મત અંબિકાની. ૩૭
મહેશને જે અધિકાર આપે, બ્રહ્માણ્ડ સ્થાપી પણ જે ઉથાપે;
તે રામની આમ રખાય રામા, સંકલ્પ એ શા કરવા નકામા? ૩૮
વળી થશે તું કુળનુ કલંક, જો ખોઇ આવ્યો રણ મધ્ય લંક;
હારી રહ્યો જો મુખ તું બતાવા, અત્યારથી તો નહિ દેઉ જાવા. ૩૯
ચેતાય તો તો હજુ ભાઇ ચેતો, દેશે ક્ષમા રામ કૃપાળુ એતો;
જો ના ડગે ચિત્ત ન તો ઇલાજ, ભલે રણે સિંહ સમાન ગાજ. ૪૦
જો રાઠ થાતાં જય પૂર્ણ પામે, કરીશ ના તો અપમાન નામે;
બેસારજે તું રથ મધ્ય રામ, સ્તુતિ કરીને કરજે પ્રણામ. ૪૧
હારી જતાં પુઠ રણે બતાવો, દેહાર્થ બેટા! શિર મા નમાવો;
જીવ્યા છતાં જ્યાં અપકીર્ત્તિ મર્ણું થજે રઘુનાયક બાણ શર્ણું. ૪૨
ખોવાઈ જાશે કદિ પુત્ર વ્હાલો, થઈ જશે એ કદિ કેર કાળો;
લંકાપુરી જીર્ણ અરણ્ય થાશે, તથાપિ તારો જીવ શિવ થાશે. ૪૩
નથી કરી તે કૃતિ એક સારી, અન્યાયની બુદ્ધિ હમેષ ધારી;
પુણ્યૌઘના પૂર્વજના પ્રભાવે, પ્રભુ મળ્યા તે પણ વેર ભાવે. ૪૪
માટે હવે શો કરવો વિચાર? સંભારતાં ઇષ્ટ થવું તયાર;
થઈ જજો લક્ષ્મણ રામ સામે, સુકીર્ત્તિ કે મુક્તિ સદૈવ પામે. ૪૫
લક્ષેન્દ્રનાં વજ્ર સમાન બાણ, શ્વસુરની ફેણ સમો કૃપાણ;
કામાગ્નિની તુલ્ય કુલિશ ધાર, તને હજો લાખ હજાર વાર. ૪૬
વસો કરે કાર્ત્તિક પર્શુરામ, છાતી થજો હિમ્મતકેરૂ ધામ;
રે'જો દિલે પૂર્વજ વીર્ય ધારી, ત્રિમૂર્ત્તિ રક્ષા કરજો તમારી. ૪૭
રુવે રુવે રુદ્ર રહો નિહાળી, વસો લલાટે પણ ભદ્રકાળી;

રએ મુવો લંકનુ પુત્ર પાણી," એવાં વદી આશિષ વેણુ રાણી, ૪૮
અંતર્વ્યથા અંતર મધ્ય રોકી, કરામ્બુજે પુત્રની પીઠ ઠોકી;
માથે મુક્યા બે કરને વશોક, ગંભીરતાથી ધરી લેક ટેક. ૪૯
આજ્ઞા અનેઆશિષ ચિત્તધારી, શક્રારિ લાવ્યો મનમાં ખુમારી;
કરે નમસ્કાર ફરી ફરીને, જોવી નથી જેમ પુનઃ સતીને. ૫૦
હજી લગીએ સુઝ ના લગાર, અફાળતો હાથ ગયો સુરાર;
થશે ફરી બંધન એ ભયેથી, શું સિંહ છૂટ્યો નિજ પાંજરેથી. ૫૧
કાલે સવારે સતીએ જણેલો, હજી લગી તો દુધથી ભરેલો†;
ચાલ્યો કરાવા સતી-ધર્મ ભંગ, બલિષ્ટ ત્યારે જગમાં કુસંગ. ૫૨
ખોટાં થયાં ચિન્હ અનેક વાર, સુલોચનાએ વિનવ્યો અપાર;
અત્યારથી માત કરે વિલાપ, રહી હવે તો મરવાની ખાપ. ૫૩
વેગે ચઢેલે ને કર્યો વિચાર, આવી બન્યેથી થયુ અંધકાર;
સુલેહની એક કરી ન વાત, પડી ખરેખાત પિતાની ભાત. ૫૪

## રોળા વૃત્ત.

યુવતિ-ભીતિની વાત ગણે નહિ રણનો કીડો,
મોટે પગલે વીર રક્ત પીવાને હીંડયો;
વન મધ્યે જ્યમ સિંહ સૈન્ય મધ્યે ત્યમ ગાજે,
જોયો તે ક્યમ જાય સાંભળી ઇશ્વર લાજે. ૫૫

ચોથો સર્ગ સંપૂર્ણ



---

† માના ધાવણનુ દુધ સુકાયુ નથી.

## સર્ગ પાંચમો.

## સૈન્ય–રચના–વર્ણન.

### રોળાવૃત્ત.

ધરી ઈષ્ટનું ધ્યાન પાય દેવીને લાગી,
વીરધીર રણ ચઢ્યો ભ્રાંતિ પુરજનની ભાગી;
કરી રક્તથી સ્નાન અશ્વ પર બેઠો પોતે,
શોભે સેનામધ્ય મેરુ શીખરની જ્યોતે. ૧

કવચ ટોપ ને કચ્છ બાણ કાર્મુકને ભાથા,
ભાલા ને તરવાર ત્રિશૂલ ગદાને હાથા;
વિવિધશસ્ત્ર અવનવાં ઇંદ્રજિત રણમાં લાવ્યો,
કલ્કિતણો અવતાર જગત હણવાને આવ્યો. ૨

શોર ચઢાવા કાજ ઘંટ ઘંટા શરણાઈ,
ઘુઘરી ને રણતૂર ભેર ડફને તુરાઈ;
ત્રંબાળુ ગોમુખ ભેરવી શબ્દ કરે છે,
ચારણ ઘઢવી ભાટ કુળ ઐતિહ્ય ભણે છે. ૩

પરાક્રમી કો પૂર શંખનો નાદ કરે છે,
કરી સાંગ સમશેર નગ્ન આકાશ ધરે છે;
બેશ મણી-ઊજેશ વદન ફરતાં ન જણાએ;
વિદ્યુત સાથે આભ ચિત્ર ઉતર્યું સમજાએ. ૪

ક્રોધે રાતી આંખ અગ્નિની જ્વાળા જેવી;
દાંત કચરડી કરે ગર્જના કેસરી જેવી,
અદ્ધર રાખે અશ્વ વળી પાતાળે ઘાલે,
ચક્ર ફેરવે કોઈ મુસળ હળ અન્ય અફાળે. ૫

યોદ્ધા અપરંપાર મદ ઝરતા જયમ હાથી,

કૃતાન્ત જેવા લક્ષ દંડજિત સાથે સાથી;
એક એક લઈ શસ્ત્ર દાટ આ ભવનો વાળે,
કોટી એવા વીર રામની સામે ચાલે. ૬
હય-રથગજ-રથઘણા સારથિ ચંચળ શૂરા,
મહારથી તે મધ્ય યુદ્ધ કૌશળમાં પૂરા;
પર્વત તોડે સહજ આભને પળમાં ફોડે,
શૂરાતન સાક્ષાત મળ્યું રાક્ષસને કોડે. ૭
આજ્ઞા રાવણ તણી, જનના પણ પોકારો,
મસ દિનનો ચવળાટ દેપ કહોને ખારો;
સ્પર્દ્ધા માંહો માંહ્ય દશાનન રાજી કરવા,
લાજ જવાનું જ્ઞાન હારમાંહરવી મથવા. ૮
એક એક એ પૂર્ણ શત્રુ–દળ સંહરવાને,
સાથે સરવે મળ્યાં ક્રોધ ચઢિયો તોફાને;
મર્કટથી અપમાન અગ્નિમાં ઘી હોમાયું,
શોભાશે રઘુવીર દેવનું મન કચવાયું. ૯
અદ્ભુત સેના તણા ભાગ કીધા બળવાને,
ડાબો જમણો મધ્ય શત્રુ ઘેરી લેવાને;
અગ્ર સરી ત્રણપાસ હિમાચળ-શીખર જેવા,
જાણે ઉંચા ચઢે ઇશ્વરી પદવી લેવા. ૧૦
મહાવીર રણધીર રહ્યો શક્રારિ ફરતો,
ચલવે ભારે કટક નથી રઘુવરને ગણતો;
પ્રલય કાળનો રુદ્ર ભયંકર આથી થોડો,
નૃસિંહનો શો ક્રોધ હતો તેથી તો ચોડો. ૧૧
રુદ્ર હણે બ્રહ્માણ્ડ વસ્તુને લયમાં પટકે,
નાશવાનનો નાશ કરે પણ ત્યાંથી અટકે;

અવિનાશી શ્રી રામ પરાત્પરને હણવાને,
ચઢયો હોય તે રુદ્ર રુદ્રથી હોય ન શાને. ૧૨
નૃસિંહદેવે કર્યો ક્રોધ રાક્ષસ સંહરવા,
તેવેથી ન જવાય રામની સામે લડવા,
દેવ તણો અધિદેવ મારવાની બુદ્ધિએ;
ક્રોધ થકી વધુ ક્રોધ કર્યો રાક્ષસ જાતિએ. ૧૩
લંકામાં દિનરાત રત્નમય રથમાં બેસે,
ફરતો હસતે મુખે સર્વ અંતરમાં પેસે;
સજ્જન-નયનાનંદ પદ્મિણીનો વિસામો,
ભીષ્મ આજ દેખાય કાળ આવે જ્યમ સામો. ૧૪
સહવાસી જન ડર્યા શકે નહિ સામે જોવા,
બાળક રાક્ષસતણાં તોય પણ લાગ્યાં રોવા;
પગલે પગલે વળી ક્રૂરતા વધતી લેખુ,
સમુદ્ર જ્યારે છળ્યો કપિનું ત્યાં શું લેખુ. ૧૫
ગદા ધરીને હાથ પદાતિ આગળ ચાલે,
દ્વંદ્વયુદ્ધને કાજ મગ્ન થઈ મનમાં મ્હાલે;
આતુરતા બસ વધી શત્રુને સામે મળવા,
અટકાવે અસવાર તોય નહિ હીંડે હળવા. ૧૬
તે પાછળ અશ્વાર હારમાં હાલ્યા જાએ,
લેઈ ભાલા હાથ કરી આજ્ઞા રાજાએ;
કોઇ પાસ તરવાર ચમકતી મુકે માઝા,
દંષ્ટ્રા કાઢી રહે કપિ ખાવાને ઝાઝા. ૧૭
ગર્વે વાંકી ડોક લગાર નથી છર માતો,
શેષથકી તોખાર ભાર વેઠયો નહિ જાતો;
પુલકિત શોભાયમાન ચાલશી સપ્ત મુખાની,

હણુવાનો હણુણાટ શત્રુને દે બહુ ગ્લાનિ. ૧૮

હારબંધ રથ ઘણા મણા તેની શી કે'વી,
ભાથા શરને ધનુસ પણછ પણ તેમાં તેવી;
પવન-વેગના તુરી રાશ તે પણ સોનાની,
રત્ન જડિત સહુપાશ માંહ્ય બેઠા સેનાની. ૧૯

શ્વાસોચ્છવાસે વેર ઝેર આંખોમાં ભારે,
હાથ વિષે ચવળાટ હૃદયમાં હિમ્મત ધારે;
મુખે શત્રુ-ધિક્કાર દાંતમાં રીસ ભરીને,
બેઠા રથમાં વીર કારમાં ચાપ ધરીને. ૨૦

ગજનાં યૂથે યૂથ નથી મદ તેનો માતો,
મદિરા કેરાં પાન કરાવી કીધો તાતો;
લાંબી કરતાં શુણ્ડ ઓઠ આગળ વાળે છે,
કપિ ભક્ષણની રીતિ સર્વને બતલાવે છે. ૨૧

તે પર કરમાં ધરી વજ્ર કે અગ્નિ જ્વાળા,
બેઠા દુષ્ટ પ્રધાન કર્મને રૂપે કાળા;
અહંકારનાં વૃક્ષ-કરી પર બેઠાં આજે,
પ્રધાન ફળ શાં-મિષ્ટ કપિને ખાવા કાજે. § ૨૨

તે પાછળ અગણિત ઊંટ ખચ્ચર ને પાડા,
સાંઢ સાંઢણી બળદ હસ્તિ મારે ફુફવાડા;
આયુધના અંબાર કવચના તે પણ ભારે,
સાથે ખેંચે ઘણા મરે છે તો પણ ભારે. ૨૩

લાખ તરેલાં કર્યાં તેલિયાં બહુ ઠેલે છે,
અહો ! લંકના અદ્રિ સૈન્યની સાથ ફરે છે; *

---

§ અભિમાનનાં ઝાડ રૂપી હાથી અને પ્રધાન રૂપી ફળને ખાનાર વાનર.

* આયુધના ઢગલા પર્વત જેવા ઊંચા થયા છે.

સામગ્રી બહુ વિધિ યુધ્ધની રાખી સાથે,
રચી સેન ચતુરંગ ઇંદ્રજિત સેનાનાથે. ૨૪
ખાવા પીવા કાજ ભરાવ્યા કોષ હવાડા,
જોષી કવિને વૈદ્ય તણા તે સાથ અખાડા;
માગ્યા પે'લાં મળે મૃત્યુ વણ ઈચ્છિત મનનુ,
બની યુક્તિ એ રીત ચઢયું દળ જવ રાવણનુ. ૨૫
મંડળીકનુ સૈન્ય ચાર પાસેથી આવ્યું,
હેમ રત્નથી રચિત ઘણુ રાજાને ભાવ્યું;
નગર તણી ચોમેર જેમ કિલ્લો વિંટાએ,
મધ્ય સૈન્યનુ તેમ આ થકી રક્ષણ થાએ. ૨૬
રાજ તણી જયધ્વજા સર્વની મધ્યે શોભે,
ઇંદ્રજિત તે પાસ વાર વારે જઇ થોભે;
ચતુર દિશાનુ સૈન્ય લોક-ગિરિ વચ્ચે મેરુ,
બ્રહ્માએ શું રચ્યું ધરાનુ રૂપ અનેરૂ. * ૨૭
અપૂર્વ સેના બની દેવ તે જોવા માટે,
આવ્યા ચઢી વિમાન જોઇ પણ કાળજ ફાટે;
કોટિ કોટિ બ્રહ્માણ્ડ વિધિએ નિરમ્યાં તેના,
કરવા ને સંહાર શકે નિરમી આ સેના. ૨૮
સપ્ત ભુવનનો મ્હેલ ચઢી તેપર રાજાએ,
પુત્ર તણી તજવીજ જોઇ ત્યાં મન મકલાએ;
રામ તણો શો ભાર ભૂતપતિ આથી ત્રાસે,
એમ વિચારી ચિત્ત મત્ત નાચે ઉલ્લાસે. ૨૯
કરવા ને સંહાર સકળ કલ્પાન્તિક કાળે,

---

* ચારે દિશાનાં સૈન્ય લોકાલોક પર્વત જેવાં અને ધ્વજા મેરૂ જેવી તેથી જાણે બ્રહ્માએ નવી પૃથ્વી રચી હોય.

અગણિત જળના ધરા  ધરાથી ભારે ચાલે;
ચઢયું પૂર ભરપૂર  પુંર ને પૂરી દેવા,
કે રાવણનું સૈન્ય  વિષ્ણુની પદવી લેવા. ૩૦
સ્થળમાં પર્વત થવા  અગર પડ ઊંચું કરવા,
જળને ખાલી કરી  અગર મ્હા સાગર ભરવા;
કરવા કે રવિ અસ્ત  બની આચ્છાદન રૂપે,
સેના ભારે રચી  લંકને વીરે ભૂપે. ૩૧
ધીમેલોના રાફ  સર્વ સાથે ઉભરાયા,
કે ગણ તીડોતણા  ઉતરી અત્ર ભરાયા;
સૈનિકોનો વેશ  લઇ શું શકિત આવી,
ભુખ્યા ગણથી પૂર્ણ  યમે કે ચમૂ બનાવી. ૩૨
"જયજય લંકાધીશ"  એમ બંદીજન બોલે,
સંગ્રામિકમાં વધે  વીર્યને હર્ષ અતોલે;
રણમાં મરતાં શૂર  સ્વર્ગનું સુખ જે પામે,
સુણતાં તેની કથા  વીર રસ પૂરો જામે. ૩૩
ભુખ તર્ષ કે દુઃખ  કલેશ ચિંતા નહિ નામે,
જન્મ મરણને જરા  હોય નહિ તેવે ઠામે,
પદ્મિણી પૂરણ ચંદ્ર  અહો નિશ રાસ રમાડે,
ત્યાં રે'વાનું થાય  દેહ જો રણમાં પાડે. ૩૪
તપ કરતાં ચિરકાળ  ધ્રુવ જે પદ પર આવ્યા,
અશ્વમેધ શત કરી  ઇંદ્ર રાજ્યાસન ફાવ્યા;
અચિર કાળમાં રળે  સર્વ તે રણના હીરા,
એવાં સુણતાં વેણ  બને સહુ વીર અધીરા. ૩૫
કોઇ ઘણો આવેશ  આણતાં શસ્ત્ર ઉગામે,
"મારો મારો" ચીસ  કારમી પાડે હામે;

કમ્મર બાંધી કોઇ ફાળ મારે,કો જાણે,
હણું એકલો શત્રુ, રહે વાર્યો ન પરાણે. ૩૬
શંખનાદ અતિ થયો સૈન્યમાં શૌર્ય પૂરાવા,
વેગે ચાલે વીર સ્વર્ગના લેવા લ્હાવા;
નાદ ભયંકર થાય જીવ ઝટ ફાટી જાએ,
થર થર કંપે ભૂત પ્રેત ભૈરવ ગભરાએ. ૩૭
ગણપતિ ગણપતિનોય છેક હૈયામાં ફટકયો,
સરિતાનો જળ વાહ વેગ વાળો પણ અટકયો;
શંકરની સહચરી * ત્રસ્ત થઇ ન શકી વેઠી,
અંક સપાટી થકી હ્રદય ગુહામાં પેઠી.¶ ૩૮
જાગ્યા સર્વેરુદ્ર સમાધિ ઋષિની ભાગી,
યમ પોતે છુપાય હાક રાવણની વાગી;
કંપિત સૂરજ ચંદ્ર ગયાં વાદળ વિખરાઇ.
ડોલ્યા દશ દિગપાળ નગર દેવી ગભરાઇ. ૩૯
પવન અચળપણ થયો હઠયાં જળ મ્હાસાગરનાં,
નમે ધરા તે પાસ જાય દળ જ્યાં રાવણનાં;
પર્વતને પાતાલ ગુહામાં ચંડધ્વનિથી,
ગયું ખળભળી સર્વ રક્ત વરષે વાદળથી. ૪૦
ઇંદ્રજિતનું નામ મંત્ર મોહક આકર્ષી,
વ્યંકળ પણ સાંભળી દોડતા લેઇ ફરશી;
લો'ચુંબક જ્યમ લોહ તેમ સેનાને ખેંચે,
અતળીબળમાં શૌર્ય જોર જાતે જ્યમ વેંચે. ૪૧

---

* પાર્વતી.

¶ ખોળામાં બેઠી હતી ત્યાંથી છાતીએ વળગી પડી.

ધરી મુંછપર હાથ પાઘડી ટેરી બાંધી,
નખશિખ બળતું વેર દૃષ્ટિ જય સાથે સાંધી;
અનમી યુદ્ધ કરાળ કાળના યમસમ વીરા,
પાડે કરડી ઓઠ પેટમાં ફાળ અધીરા. ૪૨
બાર અષાઢી મેઘ મત્સ્ય તાણી જ્યમ કોપે,
ઝૂઝે ત્યમ આકળા આયના બળની લોપે,
કરે પ્રતિજ્ઞા ઘણી સિંહથી બળિયા યોદ્ધા;
"જાવા દેવો એક ખબર કે'વા ન અયોધ્યા." ૪૩
દશ શત ફણિમાં ઝેર શેષ સળકયો પણ આજે,
શ્વાસોચ્છ્વાસ રુંધાય ચમૂ-અર્ણવ જવ ગાજે;
અષ્ટ સિદ્ધિ નવ નિધિ આપતાં ઝાલી ઝોળી,
શકે દઇને વીર્ય શિવે રાખોડી ચોળી. ૪૪

## દ્રુતવિલંબિત વૃત્ત

પ્રલય કાળ વિષે જલ–દેવતા, જડ પતાલ તજી સ્થળ આવતા;
ત્યમ ચમૂ ઉભરાય પળે પળે, નગર બ્હાર રણાઙ્ગણમાં પળે; ૪૫

પાંચમો સર્ગ સંપૂર્ણ



## સર્ગ છઠ્ઠો.

### સૈન્ય–પ્રયાણ

### વસંતતિલકા વૃત્ત.

ચાલ્યું મહા કટકજ્યાં રઘુના કુમાર,
બેઠા ધનુષ્ય લઇ જેમ વસંત માર;
ચોપાસથી નગરલોક ઘરે વધાવો,
જાણે ફરી નહિ મળે શુભ કાળ આવો. ૧
માળી સમૂહ કરતા મસ પુષ્પ વૃષ્ટિ,
ઓવારણાં લઈ હરે કુળ-ભાટ કષ્ટિ;
કુંકુમને અબિર કોઈ ઘણાં ઉરાડે,
વાદિત્ર દુંદુભિ વળી બહુ કો વગાડે. ૨
જો સ્વસ્તિ વાચન ભણે કુળ-પુજ્ય-ગોર,
બાધા ધરે કુમળી તોય ત્રિયા કઠોર;
આશિષના વચનથી અતિ એ છવાયો,
જાણે સતી-પતિ તણા શરથી ભરાયો. ૩
હાંકે સમીપ કંઈ લોક સવચ્છ ગાય,
પુત્રી સહિત પણ સન્મુખ માત જાય;
પટકર્મ બ્રાહ્મણ-બટુક કરી બધાય,
વેદોક્ત પાઠ ભણતા ગુરુ-ઘેર જાય. ૪
ઝીયાયણું લઈ રુડી પ્રમદા ઉમંગે,
જાતાં મળી શ્વસુર ઘેર દિયેર સંગે;
સામા મળ્યા વણિક અક્ષત લેઈ ધાન્ય,
કન્યા સમેત વરની ગઈ સામી જાન. ૫
ગંધર્વ-ગર્વ હણવા રચ્યું હોય જાણે,

સ્વર્ગીય નૃત્ય થતુ તાંડવ તે પ્રમાણે;
અત્યંત કોમળ સ્વરે સુર મેળવીને,
રંભા સમીપ રમતી મન ખીલવીને. ૬
ઉલ્લાસથી યુવતિ મંગળ ગાય તાણી,
પક્ષી વદે શકુનની બહુ શુદ્ધ વાણી;
જાણે કહે-જય કરી રણમાં અભીત,
વ્હેલા વળો યશ લઇ પ્રિય ઇંદ્રજિત. ૭
નાહી રહી નવ પીતામ્બર માત્ર પ્હેરી,
કર્ણે ગુલેર ઝળકે છુટી એક ન્હેરી;
પાર્થિવ પૂજન§ કરી પતિ ઈષ્ટ માટે,
ધારે વિભૂતિ ચતુરા ઉજળે લલાટે. ૮
સાક્ષાત રૂપ રમતું જ્યમ હોય અંગે,
એવી ઉભી બહુ છજે કુંવરી ઉમંગે;
મુક્તા સહિત વરષે અનુરક્ત દૃષ્ટિ,
વર્ષે નિશાકર નિશાચર શીપ વૃષ્ટિ. ૯
આકાશમંડલ વિમાન થકી છપાયું,
બ્રહ્માણ્ડ ચક્ર શરભીતિ થકી છવાયુ;
લંકા-પ્રતાપ-રવિ રાહુ-સ્મરે ગૃહાયો,
શક્રારિ તેમ શુભ ચિન્હ થકી ન્હવાયો. ૧૦
પુત્રાર્થે આશ ધરતી જ્યમ અગૃહિણી,
કન્યા યથેષ્ટ વર કારણ રંગ ભીની;
સત્પુત્રના ઉદય કાજ યથા સબંધી,
શક્રારિ તેમ જય કારણ આશ-બંધી. ૧૧
આનંદની મુખપરે વિખરાઈ છાયા,

---

§ માટીના મહાદેવ હાથે કરી તેની પૂજા કરવી તે.

ચોરી વિષે પરણવા સસરાની કન્યા;
જાણે ધપે ઉલટભેર સમીપ છેક,
ચિંતા તણું મન જણાય નિશાન એક. ૧૨
જેના પરાક્રમવડે સુર સર્વ હાર્યા,
જેણે ઘણા અજિત દાનવ દૈત્ય માર્યા;
તેને કપીશ હણવા ભય હોય ક્યાંથી?
શું કેસરી ક્ષણુ ડરે મૃગ-બાળકાંથી? ૧૩
પોલાદ હેમ થઈ જાય મણી પ્રસંગે,
વ્યાપી રહ્યું ત્યમ શૂરાતન સૈન્ય-અંગે;
જાણે થયા લય બધા જય પામવાને,
યોગેશ્વરો જ્યમ થતા પ્રભુ સાધવાને. ૧૪
આવી ભરાયુ ઈહ લંકનુ સર્વ શૂર,
આશ્ચર્ય! ભૂપર ચઢ્યું ઉદધિનુ પૂર;
કિલ્લા સમીપ ધપતી જ્યમ સેન ચાલી,
ભારે બજાર થઈ ભીંડ ખુણો ન ખાલી. ૧૫
આકાશ-અર્ણવ સુવર્ણ રજે ભરીને,
દિગ્મંડળો પણ સુવર્ણ રવે ભરીને,
પાતાળ મંડપસુવર્ણ રથે ભરીને
ચાલે નિશાચર ચમૂતમને* ભરીને. ૧૬
મેરુ-સમાન ધ્વજ-દંડક કૂપ-દંડ,
તારાસહિત નભ તુલ્ય ધ્વજા પ્રચંડ;
સો ભીષ્મ દ્રોણુ નર ભીમ અને કુમાર§,

---

* તમ-ક્રોધ અથવા અંધકાર.

§ કાર્તિકસ્વામી.

જેવા દરેક બલિ નાવિક જ્યાં અપાર. ૧૭
જ્યાં ઇંદ્રજિત સમ નૌપતિ ઇંદ્રજિત,
જ્યાં વેર–ઝેર-જળ–પૂર ચઢે અમિત;
શૃંગાર લાજ સુખ દુષ્મનની ત્રિયાનાં,
લેવા ધપે ચમૂજહાજ રણામ્બુધિમાં. ૧૮
માયા સમાન મદ મત્સરને વિરોધ,
ઈર્ષ્યા પ્રમોહ અભિમાન અપાર ક્રોધ;
યોદ્ધા કુબુદ્ધિ લઈ નિર્દય કામ લોભ,
દેવા ફરે સુજનને જયમ સૈન્ય ક્ષોભ* ૧૯
વર્ષાવવા અરિ–ધરા પર બાણ વૃષ્ટિ,
ઉગાડવા વિષયનાં ફળ-રૂપ સૃષ્ટિ;
સંમોહ વાદળ અને ચપળા સજોડે,
પાતાળથી જયમ ચઢી નવ મેઘ દોડે.¶ ૨૦
બ્રહ્મા મહેશ્વર સુરેંદ્ર હરાવવાને,
ચૈતન્ય ને જડ વિષે જય પામવાને;
સેના સજી, અવર દેવ,§ નવીન ભારી,
સંગ્રામમાં લઇ જતો જયમ શૂર-ધારી. ૨૧
ના ખાય ખમ્મસ કરે શમતાન પાન,

---

* માયા જેમ કામાદિ યોધ્ધાથી સુજનને પજવે છે તેમ આ સેના કામાદિ સાક્ષાત હોય એવા યોધ્ધાઓ સાથે જાય છે.

¶ દળ અને સીતાને સંમોહ પમાડવા પાતાળમાંથી જાણે કોઈ નવો મેઘ, વિજળી, વાદળ અને સમ્મોહ સાથે આવી દોડતો હોય એમ લાગતું હતું.

§ કોઇ નવા દેવેજ સૈન્ય તૈયાર કર્યું છે.

વામેન વૈર અગળી હરતી ન સ્થાન;
નારંગ રંગ ધરતી ધરતી ધમેછે,
સેના રમા ભતપતિ મળવા ધપેછે. ૨૨
લેવા અસુ સમ મહા પદનિરવાણ,
લંકા શરીર વિષયે કરતાં સ્હવાણ;
સ્વાયત્ત-ચિત્ત નગણે ક્ષણ લ્હાણ લાણ,
ધીમે કરે કટક અસ્ખલિત પ્રયાણ. ૨૩
વેઠયો ન દુષ્કૃતિતણો અતિ ભાર જાય,
રામા તણુ હરણ-લાંછન ના ખમાય;
સાક્ષાત શૂર બહુ રૂપ શકે ધરીને,
તેથી કરે ગમન રાવણને તજીને.= ૨૪
ભારે મહાન ચિરકાળથકી ભરેલ,
ભુખી તૃષા મય તપેલ અને બળેલ;
જંભારતાં વદન તુષ્ટિ થવા વિચારી,
ચાલે નિશાચર પ્રિયા, ચમૂ-વેશ ધારી. ૨૫
કંકાણ દિવ્યપર સ્વાર સદૈવ થાય,
બ્રહ્માણ્ડમાં તપ પ્રતાપ બળે પૂજાય;
સર્વે ગૃહો પર ચરાચર રાજ્ય માણે,
આશ્ચર્ય! તેજ રવિને મહિ ચંદ્ર તાણે.* ૨૬
પોળી, સપાટ સવળી રમણીયવાટ,
પ્રાસાદ-હાર, દવય પાસ અનેક હાટ;

= શૂરાતન બહુ રૂપ એટલે સૈનિકોનુ રૂપ ધરીને જાય છે કારણ અધર્મનં ભાર વેઠાયો નહિ

* રવિ=ઇંદ્રજિત; મહિ ચંદ્ર=રામચંદ્ર.

રત્નાવલી રચિત જ્યાં સહુ સૃષ્ટિ ઘાટ,
શું સૂક્ષ્મ રૂપ લઈ અત્ર ઠર્યાં વિરાટ. ૨૭

શેરી ગલી તદપિ ભવ્ય વિશાળ ભારે,
આકાશ માર્ગ સમ શીતલતા વધારે;
છેકાગ્ર તુલ્ય ચકલાં જળના સમુદ્ર
કૈલાસ વાસ સમ મંદિર= મધ્ય રૂદ્ર. ૨૮

ભારે બજાર બહુ તો પણ ભીડ ભારે,
વાસી ન વસ્તુ પણ એક રહે સવારે;*
માર્ગે સુગંધિત જળે ઝમતાં તળાવ,
ઓપે સુધાકર જડિત અપાર વાવ. ૨૯

ધારા ધરા પર ધરે જળના ફુવારા,
વારા ફરે સમ સુરંગિત શું મિનારા;‡
ના રાખતા વિપદના બગિચા ઉતારા, ||
તારા પતિ સમ કરે તમના શુધારા. ૩૦

છે ગોખ નોખપર, ચોકશ ચોક ચોકયા,
વિશ્રામ કાજ હિમ-બાજઠ લક્ષ નાંખ્યા;
વેરાયલાં કુસુમથી મણિના પ્રદેશ,
આવાસ વાસમય વાસવના હમેષ. ૩૧

વક્ષ સ્થળે બુરજ નિર્મળ બે ઉગેલા,
ચંદ્રાશ્મ શુદ્ધ વદનાબ્જ વિષે જડેલા;

---

= દેહેરાં.

* એટલો બધો વરો કે સવારમાં આવેલી વસ્તુ રાત્રી સુધીમાં ખપીજાય.

‡ બહુ મિનારા વખતે વખતે આવે તે જાણે ફરતા હોય.

|| બગિચામાં વિપત્તિ શીવાય સર્વ આવતું.

શામે મેખળા અહિ સમી કટિમાં અનેરી, ?
શોભે લતાદ્રકથકી * અલકા ઘણેરી. ૩૨
આ સ્નેહ સાગર || કરી દરરોજ ત્યાગ,
સાક્ષાત ઇષ્ટ મળવા ધરતા વિરાગ;
શું આઠ આવરણ લંઘન આદરેછે,
સાથે મહર્ષિ જ્યમ દ્વાર વિષે ઠરેછે; ૩૩
વૈકુંઠ દ્વાર સમ ઉઘડતાં મથાવે,
વાતો કરી સૂરજ સાથ અરિ દબાવે;
વાળી વળે સ્ફટિક-વજ્જરની કમાન,
ઉતારતાં અચળ મેરુ તણું ગુમાન. ૩૪
હીરા કણી શતજડી દર કાંગરામાં,
ટાંગ્યા મણી દિનમણી સમ તોરણોમાં;
રક્ષા કમાડ કરવા ભર્યું તીવ્ર તીરે,
લક્ષ્મી દશાનનતણી ભભકે અજીરે. ૩૫
રીસે ભરાય પણ વાત હલાવવાને,
ખીજાઇ ધાય પણ અગ્નિ પ્રજાળવાને;
સાતે ચઢે પણ સમુદ્ર પખાળવાને,
છેના સમર્થ જવકાળ થયો રવાને. † ૩૬
છે શેષ ઝુંડ સમ સાંકળ સાંકળેલી,
સત્તા કડાં તણી સુદર્શનમાં ભરેલી;
ત્યાં પે'લવાન ધરતા કરમાં કટાર,

---

* હાથી અથવા લતારૂપી ચોટલો.

|| લંકરૂપી સ્નેહ સાગર.

† કાળથી પણ નુકશાન ન થવું.

સંગીન શસ્ત્ર લઈ ક્રૂર ઉભા ટટાર. ૩૭
નાદેહ દીર્ઘ લઘુકે અણુનો ધરીને,
પેશી શકે છળ અને બળકો કરીને;
એવાં, કર્યો હુકમ, દ્વાર ઉઘાડવાને,
કાળાશ્વને મનુષ ચાર ચરાવવાને.* ૩૮
સંગ્રામની સકલ નીતિ પ્રવીણ વીર,
જોવા અચિર અરિનાં તતખીર-હીર;
ઈચ્છા ધરી ચતુર રાક્ષસ મુંકતો' તો,
સન્માનથી સુભટને ઑરદાવતો' તો. ૩૯
"અદયાપિ જે જય અને યશ મેળવેલ,
સેના તણો સકલ અદ્દભુત તેજ ખેલ;
પૌલસ્ત્યનો તનય કારણ-ભૂત કયાંછે,
પીછાં થકી મયૂર તો રળિયામણોછે. ૪૦
હે ભાઇ! આજ પણ પાછળ હું પડયોછું,
ને આભ બાથ ભરવા રણમાં ચઢયોછું;
વિશ્વાસછે તમ વિષે કરજો પ્રમાણ,,
એવું વદી તપવતો જયમ સૈન્ય ભાણ. ૪૧

## ભુજંગી છંદ.

રઘુનાથ-સેના અજાતુલ્ય જાણી,
ઉભાવ્યા ધ્રજેવા મહાદુષ્ટ પ્રાણી;
નથી સૈનિકો મધ્ય એકકે યઢીલો,
સુરારિ થયો યત્ર રક્ષાર્થે કિલ્લો ૪૨

છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.

---

* કાળરૂપી અશ્વ.

## સર્ગ ૭ મો.

### રામસેના, વિધિ તથા મધ્યાહ્નકાળ વર્ણન.

### વસંતતિલકા વૃત્ત.

કિલ્લે ચઢ્યા ચતુર ચંચળ ચાર ચાર,
હૈયે પ્રફુલ્લ અભિમાન વધ્યું અપાર;
શાને ન થાય રઘુનંદનની અવજ્ઞા,
ત્રિજી યદા નવ જણાય મનુષ્ય-સંજ્ઞા. ૧
એકે મળે નરથ સારથિ હોય શાનો,
ક્યાંથી સવાર જવ અશ્વ ન એક નાનો;
ખાવા મળે નસમ, ખચ્ચર ઊંટ હાથી,
શું અન્ય હોય જવ વાનર રીંછ સાથી. ૨
ક્યાંથી કવાયત જરા પણ માંકડાંમાં,
તોળાય શેર નહિ દર્દુરના ધડામાં;
બે હાથથી લગિર કાર્મુકના ઝલાય,
ખંજોળતા કપિ યદા ક્ષણમાં બધાય. ૩
સંગ્રામની પણ અણી મનમાં ન ધારી,
ઠાલી કરે રખડતા કિલકારી ભારી;
દેખાડી દંત સઘળા ડચકાર ખાય,
હેયા રહિત કપિને ન વિચાર થાય. ૪
ખાએ અનેક ફળને કરતા સવાદ,
ને કોઈ ફાળ ભરવા કરતા વિવાદ,
ઉભા રહ્યા પુઠ કરી કપિ કો ટટાર,
મૂર્ખાઈનો ઈહ જણાય જરા ન પાર, ૫

સ્વચ્છંદ રીંછ દળમાં ફરતાં જણાય,
ઉત્સાહ શૂર ભય આળસ ના કળાય;
સન્મુખ સેન અરિની થઇ હાથ વેંતે,
તોએ મદાન્ધ થઇને ફરતાં શકે તે. ૬
લીલોતરી જયમ વૃષા-ઋતુમાં ભરાઇ,
આ સેન તેમ ચળ, * રાક્ષસને જણાઇ;
રાતાં પીળાં ધૂસર કૃષ્ણ સફેત અંગે,
દેખાય સર્વ દળ ઇંદ્ર-ધનુષ્ય રંગે. ૭
જોઇ અથેતિ ક્ષણમાં ભટ ભવ્ય ચાર,
ધિક્કાર સાથ મનમાં કરતા વિચાર;
કયાંથી શકયું દળતરી જબરો મનાર,
આ સૈન્યનો ક્યમ ગણાય પ્રચંડભાર. ૮
ફાવ્યા કદાપિ રઘુ નાયક એકવાર,
ચાલી શકે ન બહુ કાષ્ટતણી કટાર;
જો જાય કાંક સમજી નિજ ધામ રામ,
તો જાગવી કહિ શકે શુભ રામનામ. ૯
અગ્ન્યાસ્ત્ર એક મુકતાં સહુ થાય ખાખ,
મુષ્ટિ-પ્રહાર પડતાં મૃત થાય લાખ;
ધૈર્યે વિહીન ફુંકથી કપિ ફાટી જાય,
હોંકાર કાન પડતાં વિખરાઇ જાય. ૧૦
અન્યોન્ય સાથ મળતાં ક્ષણમાં રીસાય,
થા-બંધ કામ કરતા નહિકો જણાય;
યોધ્ધા તણું નવ મળે અભિમાન નામ,
સ્વીકારી વૃત્તિ કપિની કપિએ તમામ. ૧૧

---

* વર્ષા ઋતુની લીલોતરી જેવી ચંચળ.

ક્યાં શામદામ છળ ભેદ પ્રપંચ ક્યાં છે,
દૈવે ગરીબ કપિને કયમ છેતર્યાં છે;
શું સ્વર્ગમાં ગઈ પડી કપિ ખોટ છેક,
ચંપાઇ વાનર જશે પળમાં અનેક. ૧૨
સંચિત એક પણ ક્યાંય ન અન્નકોષ,
વાદિત્રનો ન વિર-વલ્લભ થાય ઘોષ;
ક્યાંથી જય-ધ્વજા ન વસ્ત્ર યદા શરીરે,
ક્યાંથી શૂરાતન ન લાજ યદા લાગરે. ૧૩
ઉત્સાહ-શક્તિ પ્રભુ-શક્તિ ન કાર્ય-શક્તિ,
દેખાય આદળવિષે નહિ રાજ-ભકિત;
ક્યાં ગંજ એક પણ શસ્ત્ર તણો જણાય,
વિશ્રામ સ્થાન નહિ મૂર્છિતજ્યાં રખાય. ૧૪
શ્રીરામ લક્ષ્મણ વિભીષણ રામદૂત,*
સુગ્રીવ નીલ નલ નિર્વિષ વાલિ-સુત; †
યોદ્ધા બન્યા અતિ-રથી, જયમ માણુ માણુ,
બેઠા કરે રમત બાલકશું અજાણ. ૧૫
શું છેક ગંડક હશે અજ-પુત્ર + ભાઇ,
શું રાખતો ભરત માત= તણી સગાઈ;
કે ચૌદ વર્ષ તનને વનવાસ દીધો,

---

* હનુમાન.

† વાલિને રામે માર્યો હતો તો પણ તેના પુત્ર અંગદને રામ ઉપર રીસ નહતી.

\+ રામના પિતા દશરથ.

= કેકઇ-જેણે રામને વનવાસ મોકલાવ્યા હતા.

છે પાટની પણ વિલાપ જરા ન કીધો. ૧૬
જે લક્ષણે ઘટિત અગ્રસરી કપિના,
તેની છટા અવધમાં પણ રે' છુપીના;
તેથી કર્યો જરુર દેશ નિકાલ આને,
જાણી ભલે ભટકતો વહુ સાથ રાને. ૧૭
હાસીત ! સીત ! વદતાં ફરતો ફરેછે,
સાથે અનુજ પણ લાજ તજી રડેછે;
વેચી દઈ સકલ અકકલ અત્ર આવ્યો,
કીડી તણું કટક હસ્તિ-સમીપ લાવ્યો. ૧૮
નજુક પ્રકૃતિ વળી ફુટડા જણાય,
છે બાળ-ભાવ ભયને કરતા વદાય;
સંપૂર્ણ હાંસ-જયઆશ-ભર્યા દિસેછે,
સંગ્રામ મધ્ય અરિને મળવા હીંસેછે. ૧૯
અજ્ઞાન બાળ મનમાં નકરી વિચાર,
જાણી ગૃહે સરપને કદિ પુષ્પ હાર;
તો સર્પ પ્રાણ હરશે દઇ તીવ્ર દંશ,
આબાળકોનુ કરશે સમ આનૃશંસ ૨૦
નાસી છુટી ઘરથકી વનમાં ગયાતો,
ચારે દિશે દવ બળે ન સુખી થયાત્યાં;
પાતાળમાં ઉતરતાં અહિ ક્રૂર ધાયા,
આકાશમાં સુરજ-અગ્નિથકી દઝાયા ૨૧
જ્યાં ત્યાં નશીબ ડગ આગળ ચાલવાનુ,
છાયા સમાન જનને નહિ છોડવાનુ;
જો યોગથી કદિ બને વિપરીત દૈવ,
કોટી ઉપાય કરતાં દમશે સદૈવ; ૨૨

સીતા સહિત રમવા વન મધ્ય આવ્યા,
વિશ્વાસ ઘાત કરવા વિધિએ ભુલાવ્યા;
આપી સદૈવ રમવા જ્યમ દિવ્ય ગોરી,
ચોરી ગયો શઠ–ગૃહે * મહીની કિશોરી ૨૩
જે સીત કાજ થઈ વિહ્વલ લંકનાથ,
ભાગ્યા કરાગ્રબ્યથ ને અપકીર્તિ સાથ;
તે સીત યોગ્ય સમયે જ્યમ ઘેર આવી,
શું છે અશકય વરષે જવમ્હેર ભાવી ? ૨૪
શંભુ સ્વયંભુ હરિ રાવણ સૂર્ય શક્ર,
ઇત્યાદિ લોકત્રણને પણ દૈવ ચક્ર;
છોરૂ સમાન ફુંદડી જ્વ ફેરવે છે,
તે કોણ માત્ર રઘુનંદનને ગણે છે; ૨૫
આપી અપૂર્વ ગુણ રૂપ પવિત્ર પ્રીત,
ક્ષત્રીય વર્ણ રવિવંશ દઈ ઘટિત;
સત્કીર્ત્તિ નિર્મલ અને ઉજળો પ્રતાપ,
સીતા રમા રતિ સમાન દઇ અપાપ ૨૬
આરોગ્યતા સુજનતા બળનીતિ શૂર,
આપી કર્યા ત્રિવિધિ તાપ ‡ બધાય દૂર,
છટ્ટી ન સર્વ હરતાં તલભાર લાજી,
છે દુર્વિદગ્ધ શઠકે પરદુઃખરાજી; ૨૭
એવું બને કવચિત સૂર્યનુ તેજ જાએ,
એવું બને કવચિત મેરુ ચલિત થાએ;
એવું બને કવચિત અમૃત થાય ઝેર,

---

* સીતા પૃથ્વીની દીકરી છે.
‡ આધિ દૈવ, આધિ ભૂત અને આધ્યાત્મિક.

ના ભાગ્યના લિખિતમાં પણ થાય ફેર. ૨૮
ચાતુર્ય રૂપ ગુણ યૌવન જ્ઞાન દાન,
પ્રજ્ઞા પરાક્રમ પ્રતાપ પ્રભુત્વ માન;
વૈરાગ્ય રાગ જર જોરુ અને જમીન,
એ સર્વ સદય થઇરે' વિધિને અધીન. ૨૯
સૌંદર્યસારનિજ પાર્વતી પ્રાણ પ્યારી,
અષ્ટાઙ્ગ સાધ્ય નિજ શીયલમાં ખુમારી;
તે શંભુનું -હૃદય ભીલણમાં ભમાયું,
વૈરાગ્યનું પણ ધર્યું પણ નાપળાયું. ૩૦
કે'વાય વિશ્નુ જગ જીવન પાળનાર,
તે બોલ પાળી ન શકયા પળ એક વાર;
શૃંગી થકી લઈ મુનિ ગણમાં ન એક,
જેણે ધર્યો વચનનો દૃઢરોજ ટેક. ૩૧
જે સ્થૂળ સૂક્ષ્મ વળી કારણ દેહ ધારી,
ડાહ્યા કુલીનધનિ સુંદરને વિહારી;
તે કોઇને વશ થઇ વટ એ ન હારે;
છે ધન્ય ધન્ય! દૃઢતા વિધિનીજ ભારે. ૩૨
દેવી મહા અકલ ¶ સર્વ કલા સહિત,
કર્માનુસાર લઇ સાથ અહિત હિત;
નિર્લેપ અક્ષર–સ્વરૂપ ધરે કપાલે,
ચિ-દ્રૂપ અક્ષર પડયું જ્યમ નેત્ર જાળે. ૩૩
સંપત્તિના વિવિધ લ્હાવ વિપત્તિ-ભાવ,
કોટયા વધિ મનુષની પણ આવ જાવ;
ખોટા ખરા મમત હિમ્મત ભીરુતાને,

¶ કળાય નહિ એવી.

વૃધ્ધા જવાની લઘુ શૈશવની દશાને 34
આશા-સમીરણ નિરાશ તણા તરંગ,
દેખાડતાં વિબુધને ધરતી ઉમંગ,
સંસારની ગહન દુર્ઘટ નાટ્ય શાળા,
તેમાં રમે નચવતી ત્રણ લોક બાળા. ૩૫
પ્રારબ્ધ સંચિત અને ક્રિયમાણ ધારી,
સત્તા દયા શરમને નહિ માનનારી;
નિષ્પક્ષ છે અચળ અદ્દલ ઇનસાફ,
શાક્ષાત ધર્મ સમ વાંક કરે ન માફ. ૩૬
બ્રહ્માણ્ડના અધિપ મંડળીકો બનેલા,
સામંતમાં શશિ દિવા કરને ગણેલા;
લક્ષ્મી બનેલ, જયમ વિશ્નુસમીપ, દાસી,
એવા મહાનૃપતિને કરતાં ઉદાસી, ૩૭
ઉન્મત્ત શત્રુ ગરવા હઠવી તમામ,
જેનું કદાચ સ્મરતા ગૃહ-પક્ષિ નામ,
ધારે ધરા ધરમની દૃઢ ધારણેજે,
વીલા કરી સરવ તે મહીપાલ સ્હેજે, ૩૮
ખાવા પીવા હુકમને મસમ્હાલવાનુ
સ્વેચ્છાનુસાર પતિ સન્મુખ લાડવાનુ
પામી સ્વરૂપ ગુણમાં પરિપૂર્ણ બાળા,
વેઠી શકે જરિ ન જોબનના ઉછાળા, ૩૯
તે પદ્મિમણી -હૃદયમાં વિરહાગ્નિ ભારી,
ધોવા અકીર્તિ તણું લાંછન શસ્ત્ર-ધારી;
નાહે યદા નયનથી ઉભરાય વારિ,
તે વીરના પણ મનોરથ-અશ્વ મારી, ૪૦

કીધા સુરાસુર તપોધન આશ-ભગ્ન,
લજ્જા તજી વડિલની પણ કીધ લગ્ન;
સન્માનથી પરશુરામ પરાસ્ત કીધા,
વાલી તણા વગર કારણ પ્રાણ લીધા. ૪૧
લાગ્યું હશે જરુર એ કૃતિઓનુ પાપ,
કે ભોગવે ઋષિ તણા અતિદુષ્ટ શાપ;
ટાળે કર્યો અગર મેઘ સમાન આરો,
થાશે હતો નવહતો પળમાં બીચારો ૪૨
સીતા નિશાન પર નિશ્ચલ દૃષ્ટિ રાખે,
વ્યાધિ ઉપાધિ વળી આધિ અનેક સાંખે;
કીધો લગાર નહિ અંતરથી વિચાર,
આયુદ્ધમાં કયમ થશે નિજ શુક્રવાર. ૪૩
બ્રહ્માણ્ડ સ્થિર કરતાં બળના પ્રભાવે,
દિગ્પાળ કેલિ કરિણી-ગણમાં મચાવે;
ત્યાં થાય અલ્પ મિષથી કદિ અંતરાય,
કીડી તણી તવ વલે' વિપરીત થાય. ૪૪
હીરાકણી સરસ કુંદનમાં જડાઈ,
તેને ખમી નવ શકે હત-ભાગ્ય ભાઈ;
શું જાનકી-વિરહથી ગઇ સર્વ શુદ્ધિ,
કે સીત સાથ વનમધ્ય લુટાઈ બુદ્ધિ. ૪૫
એવો વિચાર કરતા નવમેઘ જેવા,
જાણે અલૌકિક વધાઇ સહર્ષ કે'વા;
આવ્યા ઉમંગ-ભર રાવણ પુત્ર પાસ,
લાગે વિકાર હીનને પણ દુષ્ટ-પાસે. ૪૬
વૃત્તાન્ત ઇંગિત થકી કળતા તમામ,

એકાગ્ર ચિત્ત સુણવા પણ લોક વામ,
થાતાં કરે ખળભળાટ અનેક વાર,
તોફાન અંત સમયે જ્યમ સિંધુ વાર. ૪૭
ઉચ્ચાર કોઈ નકરે નવ શ્વાસ ખાય,
ચિત્રેલ સૃષ્ટિ સમ સૈન્ય બધું જણાય;
જે પથ્થરો પર તર્યા રઘુનંદ ક્ષેમ,
તેનીજ મૂર્ત્તિ અગણિત ઘડાઇ જેમ. ૪૮
સેના સમક્ષ પતિને કર બેય જોડી,
બોલી ઉભા "વિજયસે" પણ વાર થોડી;
આજ્ઞા પછી લઇ કહી સઘળી અથેતિ,
કે હર્ષની સરિત પૂર્ણ જણાય વ્હેતી. ૪૯
શું ઇંદ્રજિત પતિને નિજ ચિત્ત ધારી,
પ્રેમે દ્રવે હરખથી સતી સેન નારી;
કે ઇંદ્રજિત શશિના કર ધારનારી,
શું ચંદ્રકાન્ત સમ સેન વહેછ વારિ. ૫૦
શક્રારિએ સરવ વાત ગળે ઉતારી,
પોતા અને પરતણા બળને વિચારી;
જાણે જિત્યો સમ પ્રફુલ્લ મુખાબ્જધારી,
ચાલ્યો મદાન્ધ મદયુક્ત ગિરા ઉચારી. ૫૧
પીધી સુધાસમ પ્રિયા સમ ચિત્ત ઘેરી,
ઝીલી તનૂજ સમ ઝાલરતુલ્ય પે'રી;
ગોખી સુમંત્ર જ્યમ સાચવી જેમ પ્રાણ,
સૈન્યે ગણી ધવળ કીર્ત્તિ સમાન વાણ. ૫૨
વિશ્વાસ જે ગુરુ અને પિતુના વચંને
વિશ્વાસ જેહ જનિતા પર બાળ મંને

વિશ્વાસ જે કુળવધૂ પતિસાથ રાખે,
તેથી ધરી અધિક સૈન્ય લઢાઇ ઝાંખે ૫૩
પોલાદ તોય જયમ ચુંબકમાં તણાય,
ઉષ્ણાંશુમાં નવ ગૃહો જયમ લીન થાય;
યોધ્ધા પ્રચંડ સમ સ્નિગ્ધ બન્યા અમાપ,
શક્રારિનો અહહ ! અદ્દભુત જે પ્રતાપ ! ૫૪
આકાળ કાળસમ કાળજ કાઢવાને,
કાળામુખા કુટિલ રાક્ષસ પુણ્યસ્થાને;
જોઇઅકુટિલ ‡ કરો નિજ નાંખવાને,
આકાશમધ્ય રવિરાજ ચઢયો વિમાને. ૫૫
સંધ્યા પ્રભાત સમ–અંતરમાં ધરીને,
સ્થાનાન્તરો નિજ પ્રતાપથકી ભરીને;
દેખાડવા જગતના ઉદયાસ્ત ભારે,
મધ્યાહ્ન કાળ અવની પર ફાળ મારે. ૫૬
પુષ્પો લતા તરુ અને જળ શોષવાને,
સ્વેદામ્બુ તૈલ, કચરી તન, કાઢવાને;
પોતે બળે અવરનાં પણ ગાત્ર તાપે,
મધ્યાહ્ન કાળ ઇરશાળુ બન્યો અમાપે. ૫૭
આકાર હીન સચરાચર વ્યાપ્ત પામે,
અવ્યક્ત અત્ર ફરતાં ન વળી વિરામે;
છે દૂર સત્વ તમને રજથી સદાય,
મધ્યાહ્ન કાળ પર બ્રહ્મ બિજો જણાય. ૫૮
સૈનિકનાં કઠણ અંતર પીંગળાવી,

---

‡ સીધાં

પાદારવિંદ પણ પાન્થ તણા બળાવી;
જ્યારે શકે વિરહિણી દૃગ નાસુકાવી,
મધ્યાહ્ન રે' નયનમાં ઊંઘને ઠરાવી. ૫૯
છાયા પ્રભા સહિત સર્વ સ્થળે રમેછે,
ધારી સુરંગ ચઢતા પૂરથી નમેછે;
જોનારનાં નયન ગ્રાસ કરી અગાઢ,
મધ્યાહ્ન કાળ નટનૃત્ય કરે અસાધ્ય; ૬૦
આકાળ મધ્ય અલકા, મુખ દ્વાર કાઢી,
સેના, અજીર્ણ વમતી,સમ બ્હાર કા'ડી;
દેખાડતી સકલ હિંસક મેઘ-માળા,
કે મેઘનાદ ચમૂ યુધ્ધ વિષે કરાળા. ૬૧

## હરિણી વૃત્ત.

વચન મદિરા પીતાં વાધે, તૃષા અરિ રક્તની,
વૃકગણ સમી ઉભીસેના નિશાચર ભૂપની;
નૃપ સુત તણી આજ્ઞા રૂપી ભયાનક શૃંખલા,
અસુર ન શકે તોડી તેથી થયા અતિ આકળા. ૬૨

## દુહો.

દૃષ્ટિ પાતને વીરજન સામા સામી વાદ
કરતાં, ફેંકે યુદ્ધમાં જ્યમ શરના વરષાદ. ૬૨

સાતમો સર્ગ સંપૂર્ણ.



## ઝૂલણા છંદ.

સર્ગ આઠમો.

યુધ્ધ વર્ણન.

અટકથી ચાલતાં અટક નવ ધારતાં કટક રણમધ્ય કરતું ઉધામા,
તે સમે ગિર રઘુવીરનો વીર રણધીર બોલ્યો જઇ સામસામા;
"યાર શક્રારિ જરિ વાર વિચાર પળવાર ન રખાય ઘર રામરામા,
બાપના શાપની છાપ ધોવા જતાં આપ પણ પાપના પુંજ પામ્યા. ૧
સીત દૂષિત કરવા નિશાચાર કુત્સિત અનુચિત નિજ ચિત્ત કીધું,
રામનાં કામ જાણ્યા વિના કામથી કામિની-કામના-ઝેર પીધું;
યાદ ઓલાદ પૌલસ્ત્યની રાખ પણ ખાખ આ લાખની લંક થાશે,
પાપના પુંજમાં સૂઝ નહિ બૂજ તુજ પુજ્યને રૂઝ પછી કેમ થાશે. ૨
માત તુજ ગોખમાં શોકમાં ખેલતી શોકલઇ રાંકને શોક આપે,
લોકમાં કોકને શોકના સાલની વાત વિસ્તારથી પુછ આપે;
સધ ઝટવાર વ્યભિચારમાં ખ્વાર થાતાં નહિ જાર કો શેર દેશે,
માટ અવિચારિ મનધાર નિજ હિતને સીતને આપતાં વિત્તરે'શે ". ૩
વાણના બાણથી હાણમાની તજી શાણપણ રાવણાત્મજ રીસાઇ,
આળ શત વ્યાળના ઝેરની પેર વ્યાપી જતાં હસ્ત સમશેર સાહી;
જાયછે મારવા ચીસપાડી રિપુ-શીષને રીસ ઉતારવાને,
તે સમે સૈન્ય બન્નેય સામાં થયાં ધરણિનો ભાર ઉતારવાને. ૪
કોઈ ભાલા લઇ કોઈ ઢાલા રહી મુષ્ટિથી કષ્ટિ અરિ-અંગ આપે,
કૈંક બરછી ગદા ત્રિશૂળ ફરશી લઇ દિવ્યને ભવ્ય વપુ ઝટ કાપે;
છેક નિર્દ્દય કરી-હૃદય કો ઉભય બે પાયથી દેહના ભાગ પાડે,
શીષ ધડથી જુદાં કેડથી ધડ જુદાં, આંખ ફોડે અને વકત્રફાડે. ૫
વાળ ખેંચાય કૈં નાક કરડાય ને હૃદય ભેદાય ને થાય ઠુંઠા,

જાય ચીરાઇ બરડો પડે ભોંયપર ઉઠતા તોય પડતા ન જુદા;
માર તલવારની ધારથી મારતાં પાર વિણ ઠાર આવાર થાએ,
તોય ધરી ઢાલ મડદાં તણી વાનરો રાક્ષસો જોધમાં ખૂબ ધાએ. ૬
માર મારી કરી કીકિયારી શૂરા દેહધારી કરે કામ કારી,
ચટ્ટ અગણિતને ચોળતા રોળતા લક્ષને શૂળની મધ્ય શારી;
લેઈ ઊંચે પછાડે ઘણા મ્હારથી સારથિ પ્યાદળો દાબી નાંખે,
કોઈને દાઢમાં ઘાલતાં શેરડી તુલ્ય ચુસી કુચા કાઢી નાંખે. ૭
કોઈને લાત લપડાક ગડદા અને કોઇનાં શીષ કે પાય કાપે,
સામ સામે લઈ વીશ બે હાથમાં ચાંપથી ચગદવા સાથ ચાંપે;
ઝાડ પાષાણથી ઘાણ વધતો વળ્યો પ્રાણિના પ્રાણ નિર્વાણ પામ્યા,
કોઈ ક્ષારામ્બુધિમધ્ય સુતા અને કોઈ ગિરિ કે વનાન્તે વિરામ્યા. ૮
તીવ્ર તોખાર ચાલે ઘણી ઝડપથી રક્તથી ચીકણી ભોંય તોએ,
માર પડતાં ન પાછા પડે પણ અડે યુદ્ધ-અર્થી જેમ વરતેલ હોએ;
ખાય વીરને ઘણા ચાવતા જયમ ચણા મચવતા શું રમસ્તાન હાથી,
સર્વે તે મોતના ગોખમાં ચાલતા હોય પશુ કે કપિ વીર બાથી. ૯
બાણના પાતથી મ્હાત પુષ્કળ થતા વાતમાં જાતની ઘાત થાતી,
ઇંદ્રજિત શૂર સંગ્રામના પૂરમાં જવ પડ્યો ક્રોધકરી આંખ રાતી;
બાણ-સુસવાટ જ્યમ પ્રલયનો વાત સાક્ષાત શિવ સૃષ્ટિ સંકેલવાને,
લેઈ આવ્યા અહીં અગ્નિ ને સૂર્યને મેઘ શક્રાદિ બહુ દેવતાને. ૧૦
વીર ઊંચે ચઢી જોયતો સૂર્યશા વીર યોદ્ધા સજી મણુ સુતા,
કાય નિજ ભાઇની જાય ખોવાઇ રોળાઈ અગ્રેસરી નાસી છુટયા;
હસ્ત નહિ તોય બની મસ્ત થઈ મરણીયો રોળવાળ્યો સખાએ અરિનો,
જોઇ તે રોઇ પણ ખોઈ ધીરજ બધી વૈરમય પુત્ર મયદીકરીનો. ૧૧
ક્રૂર બ્રહ્માસ્ત્ર અગ્ન્યાસ્ત્ર કે શસ્ત્રને સાંગથી કાંગ સમ કૂટી નાંખે,
થાય જે વાર સંહાર કરતાં કદી વીરનો વીર તે કેમ સાંખે;

સૂર જ્યમ વાદળો, તેમ અરિનાં દળો, શૂર અગણિત શરથી શમાવે,
નીળ સુગ્રીવ અંગદ વિભીષણ પડ્યા, વીર મ્હાવીરને પણ ઉડાવે. ૧૨
એ સમે ખર્વ નિંખર્વ શર-પતનથી મિત્ર સૌમિત્રનુ પતન થાતાં,
યુદ્ધની નીતિ વિરુદ્ધ બેશુદ્ધને મારવા બુદ્ધિ મન સિદ્ધ થાતાં;
ધાવતો ક્રોધમાં ઘેલછાનો ભર્યો જોઇ આકાશમાં ઝાંખ લાગી,
સ્વર્ગ-દેવાઙ્ગના રુદન કરતી ખરે વીરતારા મહા સ્થાન ત્યાગી. ૧૩
ત્રાસ-આભાસ પાતાળને સ્વર્ગ પર્યંત સચરાચરે વ્યાપ્ત પામ્યો,
રુધિર-વર્ષાદને ઝેરમય વાત વારિ નિધિએ ઘણો વહ્નિ વામ્યો;
કંપતી સ્થિર પૃથ્વી રસાતાળ જ્યમ જાય દશઆશ કલેશિત પૂરી,
કાગને ગીધ સમડી કુટિલ પક્ષિ કદિ પ્રાણુ હત્યા કરે આજ ઝૂરી. ૧૪
ચંદ્ર રઘુનંદ પણ મંદતા છાંડતાં ભાનુ જ્યમ રક્ત ઉદયાગ્રસાનું,
ચિત્ત ક્ષોભિતને ક્રુધિત મતિથી કૃતી વૈર લેવા પ્રિયા ને સખાનું;
ધાવતો સજ્જ હથિયાર—અંબારને ખારને ધારતો શત્રુ સામે,
દાંતથી ઓઠ કચડી ઉડી જાય જ્યમ ભીતિ કે વીતક ધારી ન નામે. ૧૫
શુદ્ધ નિઃસંશ અવતંસ રઘુવંશનો આ સમે દંશથી દંખવાને,
પૂરપાટે ચઢયો તુમુલ યુદ્ધે લઢયો દુષ્ટ પાપિષ્ટ સંહારવાને;
કાર્યી ટંકારથી હાર ગિરિરાજની જર્જરીભૂત શક્તિ જવાથી,
બાણુ પર બાણુથી પ્રાણુ પર પ્રાણુ લે ખાણુ પર ખાણુ પૂરી મુવાથી. ૧૬
ક્રોધમય કેસરી વિવરથી પર થઇ મેઘનાદે ચઢે જેમ નાદે,
તેમ રઘુકેસરી અવધથી પર થઇ ક્રુધિત પૂરો કર્યો મેઘનાદે;
કોપની તોપ ફુટે ધડેડાટ કૈં વાટ કે ઘાટ તો ના જણાએ,
"માર મારો" "વિદારો" વદી વાયુવત સીતપતિ વ્યાપ્ત સર્વત્ર થાએ. ૧૭
થાય ધધડાટ જ્યમ વાદળાં તુટતાં ફુટતાં ભાગ્ય દશકંધ કેરાં,
છૂટતાં સરરર શર અરરર કહીને ધબોધબ્બ પ્રાણી પડે છે ઘણેરાં;
વીર લંકા-નિવાસી અટંકા ગયા છેક ત્રાસી, થઈ મૂઢ નારી,

કેળના ગર્ભવત ગભનાં બાળકાં રાક્ષસી નાશકી તોય ધારી. ૧૮
સિંહ હાથી અને ઊંટ કે વ્યાઘ્ર ચિત્તા પડ્યા નાદથી સર્વ ફાટી,
જંપવારો મુકી કંપવામાં પડી અંધ દશકંધની ભવ્ય છાતી;
ઉડતાં લક્ષ પક્ષી પડયાં નાજરા જક્ષની અક્ષની પક્ષ્મ પળકે,
શૌર્યકર્તા ચઢ્યા વાહ જળના ખડ્યા ગ્રાહ ભયમાં પડ્યા શેષ સળકે. ૧૯
ક્રોધની સીમનો નીમ કયાંથી રહે ભીમ દેખાય એ ભીષ્મ ભીરુ,
જોરના તોરથી ઘોર કરવા કૃતિ ચિત્ત લવલેશ પડતું ન ધીરુ;
કાશવત સેનની કાશ કાઢી કર્યો નાશ રણ હાશનું પર્વ કીધું,
વીર અપ્રમત્ત મદમત્ત મરી જાય પણ મારવા શત્રુને પાણી લીધું. ૨૦
તીર મારે રઘુવીર રણધારને શિરથી રૂધિર જયમ નીર વ્હેછે,
પદ્મિણી-પાયથી રક્ત જળ ગંગનું ધૂર્જટીની જટાથી ઝરે છે;
સારથિ મારથી થાય મૂર્છિત સુસ્થિતરથ જૈત્ર પણ ભગ્ન થાએ,
ભારી સુરધારી શક્રારિ રણનક લઇ ચક્ર જયમ શક્ર આકાશ જાએ. ૨૧
બાણ-વૃષ્ટિ કરે ઇંદ્ર કે ચંદ્ર કે સૂર કે શૂર શક્રારિ ભારે,
અર્ધથી ભાગવા એક નહિ લાગવા લાગ પણ વાળવા રામ મારે;
બાણને વર્ષણે મધ્યમાં ઘર્ષણે અગ્નિ-દળ થાય નભ-પૃથ્વીમધ્ય
સર્વ ભક્ષણ કરે સીત રક્ષણ થવા અગ્નિ-માતા અહીં આવી સદ્ય. * ૨૨
ઇંદ્રજિત ખેંચવા ભાંય ઉતારવા વારવારે શરો ફેંકવામાં,
સૂર્યના સર્વ કર કાપતાં પક્ષિવત તર્ફડીને પડયો અંબુધિમાં; ||
તોય ડગતો નથી તાક ચુકતો નથી થાક ખાતો નથી-નાકવાળો,

---

* ઉંચેથી ઇંદ્રજિત અને નીચેથી રામચંદ્રનાં બાણો મધ્યે મળે તેના ઘર્ષણથી મધ્યે અગ્નિનું એક પડ થયું તે જાણે પોતાની દીકરીનું રક્ષણ કરવા અગ્નિદેવ આવ્યો હોય.

|| સાંજ ડીપ તે જાણે રામચંદ્રનાં બાણથી સૂર્યના કર કપાતાં તે સમુદ્રમાં પડી ગયો હોય.

દેખ આવેશ અવધેશને સમ થતાં મારતો કાળ સમ વ્યાળ ફાળો. ૨૩
રાત પડતાં ન પાછા જરી ઓસરે ચોસરે જેમ જૂવારી ખેલે,
કેશુનાં વૃક્ષ કે ફુલ કુસુંબીતણાં તુલ્ય દેખાય મસ રક્તરેલે;
ચાપ તુટયાં અને બાણ ખુટયાં બધાં ગાત્ર છૂટયાં ન પણ શસ્ત્ર મેલે,
એકનો મુકુટને એકની મૂછ પડતાં મળ્યા સિંહ બે શેળભેળે; ૨૪
એક તલવારથી કાપતો અંગ તવ ભંગ બીજો કરેછે ગદાથી,
એક ધારી જમૈયો છરો અન્ય લે ઊછળે સામસામી અદાથી;
દુષ્ટ જારી અને ચૌણુ કે મૂર્ખ વદતાં મહા માર મારે અતોલે,
અસ્થિની ગ્રંથિ નસ કાપતાં નિકળે તે ધ્વનિ છેક નકકૂર બોલે. ૨૫
કાળ વીતી ગયો શસ્ત્ર ભાગી ગયાં વ્રણિત રુંવેરુંવે સર્વ કાયા,
તોય છાતી ઘણી ઠોકતા રોકતા શ્રમ ધપે જિતવા રાણીજાયા;
બાથમાં મારતાં સાથળે વીંટતાં દેહની સ્થિતિ કરે છેક માઠી,
કેમ કરતાં વછૂટે નહિ હોયશું મગર મંકોડ હરિયેળકાઠી. ૨૬
એક બીજા પરે લાગ આવ્યે પડે રોળતાં થાય બે ધૂળધાણી,
શસ્ત્ર ભોંકાય મરનારનાં પૃષ્ટમાં પાય સુખ પેટ કચરાય પાણિ;
ચીસ મસ રીસથી પાડતાં થાય ખળભળાટ બ્રહ્માણ્ડમાં ચંડ ઘેરો,
શક્તિથી નાશ થાતાં શકે રા'ડ વૈરાટ જ્યમ પાડતું એક ફેરો. ૨૭
ભક્ષ પ્રત્યક્ષ ભલુ લક્ષ પક્ષી પશુનુ કર્યું કાળપર્યંત સુધી,
ભાર ધરતી તણો છેક ઉતારતાં ના અલંબુદ્ધિ ધારે કુબુદ્ધિ;
રુંડની માલને ઘાલવા કંઠમાં જોગણી અત્ર ચોસેઠ આવી,
નૃત્ય કરતી અને અટ્ટ હસતી લઈ ખપ્પરાં વેશ બીભત્સ લાવી. ૨૮
ભૂતને પ્રેતને ડાકિણી શાકિણી ડાખલાં લેઈ સર્વત્ર રુંમે,
ગાય ભુંડું અને ખાય કુંડું વળી ગેહ જાણી અતિ ઘોર ઘુમે;
વકત્રને જ ભણે દાંત દેખાય નખ હાથ-આસ્ફાલને સ્પષ્ટ ધારે,
ભુંડથી છેક ભુંડાં ભયંકર ભલાંમાં ભરે ભીતિના ભાવ ભારે. ૨૯

કોઇ શબ લેઈને આંખ કાઢે અને કોઈ લે આંગળી કાન કાપી,
કોઈ લે કેશ પીંછી ઈંપાળી થવા કોઇ લે ખોપરી જીવ પાપી;
કોઇ કાઢે બધાં પેટનાં ગુચ્છળાં સર્વ નસ ખેંચતાં તાંત કાઢે,
કોઇ નિજ નારને અર્થ પંજર બધું હાડનો માળ લઇ જાય દાઢે. ૩૦
માંસ પ્રાશન કરે ગ્રાસ હેઠા પડે લેઇ તે બાજ આકાશ ઉડે,
રક્તનું પાન કરતાં અતિ સ્વાદથી રક્તમાં ડુબકી દેઈ ડુબે;
અંકમાં ખષ્ટ વીરાતણું લેઈ શબ નહોરથી ભેદતાં જેમ કોળુ,
ચાવતા જાય કર પાયને શોધતા પૃષ્ટના દેહ ને, થાય ઓળુ. ૩૧
ભુખને તર્પ હમ્મેષની ટાળવા ઇષ્ટ ગિરિજેશ થઇ પૂર્ણ રાજી,
આજ ભોજન મનોહારિ આપે ગણી વાજિ સમ દોડતાં ભૂત પાજી;
પૂર્ણ ઉપકાર મન ધારતાં હાર કરતાં ઘણાં શીષના ક્ષુદ્ર પ્રાણી,
આજ પર્યંત કોરાં હતાં લંકમાં ભોગવે ભાવથી આ ઉજાણી ૩૨
કોઇ ભડકા કરે કોઇ લય થાય, પણ કોઇ શીયાળ પેઠે બરાડે,
કોઇ રીસાય નવ ખાય મુંઝાયને ક્રોધથી વદન ને નયન ફાડે;
કોઈ હેઠું પડે કોઇ ગંદું પઢે કોઈ મદિરા અને શ્વાન થાએ,
વીર લંકેશ અવધેશના સૈન્યને આજ માહેશનું સૈન્ય છાએ. ૩૩
આ સમે રાતના ત્રાસ-વર્ષાદ વર્સ્યા થકી સર્વ આશા છવાઈ,
સુત નિશિચારનો દૂત વ્યભિચારનો મારથી ભોમ પડિયો ઘવાઈ;
પતિત સંહારવો અતિતને મારવો શરણુગત શારવો પાપ જાણી,
રામ વિરામ ¶ પામી ગયા એટલે દુષ્ટબુદ્ધિ નૃશંસે પ્રમાણી. ૩૪
લેઇ શું જાઉં મુખ દુઃખ એ મૂર્ખને કુખ બેઠો સતીની લજાવા,
વીર દેવા દગો ધર્મનો નાસગો થાય ઉભો કૃતિ ઘોર કરવા;
મર્ણ આથી ભલું એમ પણ થાય પણ લોભથી ચિત્ત દૃઢ ક્રૂર કીધું,

---

¶ મારવું બંધ કરી પાછા ફર્યાં.

ચાક ચઢતું કરી સ્થિર મન શુદ્ધ ક્ષત્રિયનું રક્ત દઈ છેહ પીધું. ૩૫
બાણુ ત્રણુ જોષમાં મારતાં રોષમાં આણુ દે છે ધણી અંતરાત્મા,
રામ રાજેં-દને મૂર્છના આપતાં થાય પુલકિત પણમૂઢ પાપ્મા;
હાથ હેઠા પડ્યા પ્રાણુ ઊંચા ચઢ્યા રામ ધરાણે ઢળ્યા વેદનાથી,
અસ્ત્ર મુકી ઊદાસી ગૃહી દુષ્ટ પણ જાય ધર "ધિક્ક"! ઉચ્ચારણાથી. ૩૬
રામને રોળતો બાહુને ચોળતો નામ નિજ ગોળતો શાન્તિ ખોળે,
જ્ઞાન દુશ્ચરિતનું માન જય ક્ષણિકનું જાણતાં હાણને લાંણુ તોળે;
ક્રોધનો ઠામ શોકે ગૃહ્યો વેર બદલે વધ્યો ઝેર બહુ પેર અંગે,
કૃત્ય આવણું કરી દુષ્ટનું ચિત્ત પણ બેસતું શોક સાગર ઉછંગે. ૩૭
જાગશે રામ તો ઝેર મસ વ્યાપતાં વ્યાજસાથે ટકા સર્વ દેશે,
જાણશે લોકતો મેંશ મુખ ચોપડી પંડ શિશુ નાર ફિટકાર કે'શે;
દેવ દાનવ અને દૈત્યમાં આજ પર્યંતનો ભાર આથીજ જાશે,
કામરૂ લોક ગંધર્વ વિદ્યાધરો હાય! અપકીર્તિ ચિરકાળ ગાશે. ૩૮
આવશે વાત જો માતના લક્ષમાં સ્નિગ્ધ વક્ષસ્થળે એ ન લેશે,
સમજશે પ્રાણુ પ્યારી કુટિલતા દગો પ્રેમ બદલે ગૃહે કલહ થાશે;
ઘોર કૃતિની સ્મૃતિ દગ્ધ અંતર કરી દેહ આયુશને બુદ્ધિ કાપે,
એમ તર્કો કરી વીર વીલો થયોસર્વથા દુષ્કૃતિ દુઃખ આપે. ૩૯
કંપતી દેહ યષ્ટિ ચઢ્યું ચિત્ત ચગડોળ બાહૂકસમ વદન ફાડી,
નયન ઊંચાં કરી સ્ખલિત પગલાં ભરે અમિત મધુપાનથી જયમઅનાડી;
ગમન કયાં થાય તે જાણતો એ નથી ગુપ્ત કોશકિત જાણે ધકેલે,
દીર્ઘ નિઃશ્વાસ મુકતો પરાકષ્ટિથી દુર્ગ આગળ ઉભો વીર બેળે. ૪૦
સૈન્ય ને શક્તિ ને કીર્તિ આશા અને ધૈર્ય ઊત્સાહ બહુ શસ્ત્ર સાથે,
હરખને હોંસથી નગરની બ્હાર આવી દીપે ગુરૂડ જયમ પક્ષિ-માથે;
એકલો આજ બે હોસ દુઃખે ભર્યો ધિક્કક! ભિક્ષુક સમ તેહ આવ્યો,
રામ રુઠયા પછી દિવસ પલટાય ત્યમ આજ ગૅઢ લંકમાં કાળ ફાવ્યો. ૪૧

## રોલાવૃત્ત.

વિસ્મૃતિ કૃતિની થવા યુક્તિનુ શોધન કરવા,
લાગ્યો શબસમ મૂઢ તર્કના જળમાં તરવા;
મૃત મંત્રીને મિત્ર આંખની આગળ ચાલે,
બની શત્રુથી ક્રૂર મૃત્યુથી બમણા સાલે; ૪૨
તેજ હીણુને ક્ષીણુ ફીણુ મોંડે જ્યમ આવ્યું,
સુખ શકિત કે દર્પ કોઇ સાથે નહિ આવ્યું;
દુઃખ અનાદિ અનંત સકલ સૃષ્ટિનુ સાથે,
વધતે વેગે વહે આજ શકારિ માથે.; ૪૩
તોપણ હિમ્મત ધરે જતાં સિંહાણુને જાયો,
સંદેશો પ્રતિહાર સાથ રાજાને કા'વ્યો;
ઉદય થતાં જ્યમ ભાણુ વિખેરી વાદળ નાંખે,
જયમાં ત્યમ કુવિચાર મનસ્વી શેને સાંખે. ૪૪
કપટ શત્રુશું કરી સબંધીમાં છળ રમવા,
પિતા-પરાભવ થવા અજાણ્યે લાગ્યો મથવા
ધરે દંભને પાસ ક્રૂરતાને જ્યમ વંધ્યા,
કરે શોકનો નાશ પ્રભાકરનો જ્યમ સંધ્યા; ૪૫.

આઠમો સર્ગ સંપૂર્ણ.



[illegible] સર્ગ ૯ મો.

સંધ્યા-પુત્ર વિરહ-તથા ચંદ્ર-વર્ણન.

## પુષ્પિતાગ્રા વૃત્ત.

મટક લટક લાજસાથ સંધ્યા, શશિયર ચંદ્રકથી મનુષ્યવંદ્યા,
મટમ વસન ધારતાં ગુલાબી, રવિકર લક્ષ, પ્રભાવ મધ્ય દાબી, ૧
પવન ભવનમાં ધીરે ઉરાડી, અમિત દશા હદ પાર છેક કાડી,
શમન મુનિમને મૈહા પમાડી, વિરહિનને નવ રંગમાં રમાડી, ૨
વયસ બટુક આળસુ, સુવાડી, યુવતિમને સ્મર-ચોરને જગાડી,
મૃદુ મૃદુ સ્વર ગુપ્ત કર્ણ પાડી, તરુવર-મંડનથી દિશા રમાડી, ૩
જળનિધિ જળ ક્ષોભમાંધરીને, ઘનઅરથી-મન લાભથી ભરીને,
વન ઉપવન વાસથી રસીને, જગત વિષે પ્રમદા ઠરી હસીને. ૪
યુવતિજન દુ'વે અમૂલ્ય ગાય, ઘર ઘર નૌતમ ગાન તાન થાય;
સરર સરર શબ્દ રાગ પૂરે, વલય-સતાર ચઢે અપૂર્વ સૂરે. ૫
વદન, સદનમાં, શશિ સમાન, ઉદય થતાં જ્યમ અસ્ત થાય ભાણ;
ભવન ગિરિ સુવર્ણ-વસ્ત્ર પે'રે, પ્રિયતમ તોપણ દીપ સ્નેહ વેરે, ૬
શશિ રવિ ઘટ રૂકમને રુપાના, કરતતિમષ્ટિ* વિષે ધરી, સુધાના,
પરઉપકૃતિ ધારણે ધ્રરે છે, જ્યમ લઇ કાવડ સાંજ સચરે છે. ૭
નિશિચર રવિ રામચંદ્રવીર, કરિવત યુદ્ધ કરે રણે અધીર,
અતિ ત્રસિતમહી,પ્રદોષ,જાણી, તમ નભથી લઇ સર્વને વિંટાણી. ૮
જનપથપર વાત વાત તુલ્ય, પ્રહર પ્રશાન્ત સમે થતી અમૂલ્ય,
હરખ હરખ લંક-લોક માણે, જ્યમ નિરદોશ પ્રદોષ કાળ તાણે. ૯
કમલ, નયન, સૂર્ય, દાબવાને, કુમુદ, શશિ,મુખને ફુલાવવાને

---

* સૂર્યનાં કીરણ આડાં પડ્યાથી તે રૂપી લાકડી.

તનુજ*-હૃદય ધૈર્ય ધરવાને  નિશા જયમ દૂત‡ કરે વદાય છાને. ૧૦
કનક-રજત-દુંદુભી § ધરીને  અતિ નીલ અંબર મધ્ય સંચરીને
પટુ પટહ પ્રદોષ શું વગાડે  કલહ આકાશ કદાચ શાન્ત પાડે. ૧૧
અગણિત ગુણ રૂપ ભવ્યકાયા, ભટ, કરવા નિજ, રીત-મોહમાયા,
અસિત અસિત સાથ કોષવામે, અતુલ તમોગુણ તેથી આજ જામે. ૧૨
સકળ રજસ+સાથ સત્વ¶ ઢાંકે, પળ પળ કજ્જલ સાથ જેમ નાખે,
અતિશય ભય શોક લોક ચિત્તે, નહિ યુવરાજ વળ્યો પ્રદોષ વીત્યે. ૧૩
નગર-જન બન્યા રહિત બેલી, અસુરપુરે થઇ ઝાંખ પે'લ વે'લી;
પણ વિરહ કુમારનો વધારે, ભવપતિ–અંતર શોકભાર ભારે. ૧૪
દશમુખ પણ ધૈર્ય-શૌર્ય-યુક્ત, રુદન કરે અબળા યથા અયુક્ત;
શરમ સુખ સુબુદ્ધિ ટેક ગર્વ, પરગૃહિણી અહરતાં અહાય સર્વ. ૧૫
હૃદય દુમ બળાય કામસ્થાને,= રુધિર વહે નખ ઓઠ નાક કાને;
વિપજલ|| સમ સ્વેદથી ન્હવાયો, સુતવિરહે જન કોણ ના ધવાયો? ૧૬
રમણ ભમણ હર્મ્યમાં કરીને, ઇહતિહ અંધ સમાન આથડીને,
રજસ શિરસમાં ઘણી ધરીને, કર પગ દેહ ધરાતળે ઘસીને, ૧૭
નૃપક્ષણ ક્ષણ કેશ-જૂટ કા'ડી, લટબ લલાટ સલાટમાં પછાડી;
ભમિત ચલિત વૃત્તિથી ચળે છે, સુત-વિરહે જન ચેહમાં બળે છે. ૧૮
લપડ ઠમકમી અનાર્ય ખાય, નયન-કટાર અટાર તુલ્ય થાય,

---

* રાતનો દીકરો રાક્ષસ.

‡ સાંજરૂપી દૂત.

§ સૂર્ય અને ચંદ્ર એ બે રૂપી સોના રુપાનાં નગારાં.

+ રજોગુણ અથવા ધૂળ.

¶ સત્વગુણ અથવા જીવ.

=પ્રથમ હૃદયમાં કામ ભરાયો હતો હવે દુમો ભરાયો છે.

|| ઝેરી જળ.

દર્શન કઠ્ઠ બોલતાં પિસાય, તન-વિરહે મન વૃદ્ધનું તવાય. ૧૯
તમર-ભ્રમર મૂર્છા કરાવે, રમરગ સીત રહિત સીત લાવે;
ધબક ધબક થાય છાતી-છાટ, અવિનયનાં ફળ દુઃખ ને ઉચાટ. ૨૦
વચન પ્રલપતાં કરે વિલાપ, પરિજન શાપવિષે ધરે અમાપ;
અતિશ વિનય, દીનને દિવાનો, નવ, કરતાં, પળ થાય લેશ છાનો. ૨૧
"તનયતનય""ત્રાહિત્રાહિ"બોલી જ્યમ શળગી વિરહાગ્નિજન્ય હોળી,
પ્રવલ* વપુવષે વિરાગ ધારે, નિશિચરને પણ પુત્રશોક શારે. ૨૨
હસિત વદનથી. લઇ કૃપાણ અરિહણવા સ્થિર થાય જ્યાં અજાણ,
પતિત વપુ થતાં ઉઠે પરાણે, વિરહવ્યથા અરિને હજો ન શાણે. ૨૩
નિરવધિ સુખ-સાગરે નિમગ્ન, શર કદિ રોમ કરી શક્યું ન ભગ્ન,
તદપિ -હૃદયશલ્ય ગેબિ વાગે કઠિણ છતાં પણ સર્વ ગાત્ર ભાગે. ૨૪
ક્ષણ ત્રણયુગતુલ્ય રાય લેખે દશ દિશ મધ્ય દશાસ્ય પુત્ર દેખે,
તનય-વિરહની વ્યથા સહેવા વિભુ ન સમર્થ મનુષ્ય હોય કેવા? ૨૫
નિયમિત ધટિ સર્વથા જવાથી તનય વિના બકરી સમાન હાથી,
ગરીબપરવરી કરી ગરીબ તન વિરહે વીર તોય થાય ક્લીબ. ૨૬
પરવશ પ્રભુ લંકનો અનાથ ભ્રમ કલમનો નિજ સાથ માત્ર સાથ,
મરણ અધીન થાય આમ જોતે પતિત થયો પણ જાય શ્વાન-મોતે, ૨૭
સકલ સકલ ચંદ્ર ચિત્ત ધારી અઘટિત રીત લલાટની § વિચારી,
જડિત નભ-અલિંદમાં ચઢીને ઝરણ રહ્યો મન-શાન્તિનાં ઝરીને. ૨૮
રમણીયશશિ કાન્તની અગાસી કુમુદ રહ્યાં મુખ નારનાં વિકાસી,
નિજ યુવતિ-પ્રસંગ રંગ લાગી શશિ સખપાસ ભમે અહીં સુહાગી. *૨૯

---

* ફીકુ પડેલું.

§ વિધિ.

* ચંદ્રકાન્તની અગાસીમાં ચંદ્રોદય થવાથી જળ થાય ત્યાં સ્ત્રીઓનાં વદન રૂપી કુમુદ, તે મિત્ર પાસે ચંદ્ર ભમે છે.

સુરત રમત થાય તોય નાર શરમ ધરે ન શશાંકની લગાર,
પર ઘર પ્રતિ પ્રીત રીત જોઇ અલકવતી પર રે' સદૈવ સોઢી; ૩૦
ઉપકૃત થઇ સ્નેહ સાથ શાણી શશિ પતિપ્રેમ વધારનાર જાણી,
નિજ ભવન વિષે વધાવવાને કમલ-સમૂહ સમાન જાય જાણે. ૩૧
અતિ અનલ અનંગનો શમાવી શ્રમ કલમ દંપતીના દબાવરાવી,
અભિનવ અનિવારિણી ક્રિયામાં પ્રબલ દઇ ફરતો ફરે મઝામાં. ૩૨
અતિશય મુદ, જાય તત્ર, જામે, પરમ મનોહર આવકાર પામે,
તદપિ નિલજ આજ જોકિ રુટ્યો શશિ રાસાય રોકે રહ્યો વળૂટ્યો. ૩૩
વિરલ તરલ વીર ના વિરામે શિતગથી જયમ ક્રોધ-વહિન જામે,
જ્વલિત સકલ થાય લોક-વૃન્દ (તેથી) ભિન્ન પરજન્ય કરે મહેન્દ ચંદ. ૩૪
રઘુવર હણવા નૃશંસ સર્વ ઊલટ સહિત ચઢી, પડ્યા નિખર્વ,
નિશાચર નિજ જોરતેથી આપે, સહુકરશે હિત જાતનું અમાપે. * ૩૫
અતુલિત અતિ ભાર એ ધરાના જગ કનકે જયમ કેસરી દિવાના,
પરિશ્રમ કરતાં ન રાઢ છાંડે, શશિ સમજી નભ મધ્ય પાશ માંડે. ૩૬
ઉદધિ-જળ ચઢાવતો ઉછાળે જગ-તલ દીપવતો પ્રભા-રુમાલે,
હૃદય-તલ પ્રજાળતો વિયોગે મદ-જળ-વૃદ્ધિ કરે વિહાર-યોગે. ૩૭
હિમકર કર ઢાળતો ધરાના- ધવલ નિતંબ વિષે શિલાતલોના,
જળ-સમુદયમધ્ય નૃત્ય માંડી ટુક ટુક દેહ કરે વિષાદ છાંડી. ૩૮
દિનકર-દુહિતા સુવર્ણ શ્યામા લઇ પરણી નભ માર્ગ મધ્ય રામા,
દશશત કર સાથ ચંદ આવ્યા કદિ વ્યભિચાર-કલંકને છુપાવા. ૩૯
રસિક જન રમાડવા નિરાંતે બહુ મથતાં જન-શાન્તિકાજ ખાંતે,
ફલિત નહિ પ્રયત્ન એક થાય, શશિ ધરી રીસ નિશા સહિત જાય. ૪૦

---

* નિશાચર રામને પજવે અને ચંદ પણ નિશાચર છે તેથી તેણે પોતાની જાતનાને પડતા જોઇ પોતાનું જોર આપવા માંડ્યું.

સવૈયા.

અગ્નિ ત્રિલોચન-ચક્ષુથકી પ્રસરી જ્યમ કાષ્ટથી ધૂમ અતિશે,
ભસ્મ કરે સ્મરને ત્રણ લોક અનાથ અદર્પ કરી જ્યમ રીસે;
ક્રોધ ધટે ન સખા પર તેથી નિશાચર શંકર-ભાલ વિરાજી,
શાન્તિ રહ્યો પ્રસરી, પણ આજ નિરાશથી ઝાંખ ગ્રહે મનલાજી.* ૪૧
અંબુધિ તાત અને જનની જળમાત સહોદર લક્ષ્મી બનેલી,
રાજ્ય કરે નભમાં, શિવ ભાલ કરે ગૃહ, અમૃતકૌસ્તુભ બેલી;
સેનપતિ સ્મરનાયકનો પતિ રોહિણિનો પ્રિય સર્વ તણો છે,
તોપણ અસ્ત થયો શશિરાજ ,અહો! ઊદયાસ્ત-પ્રભાવ ઘણો છે. ૪૨
દિવ્ય પરી મુખ ગૌર ધરી જ્યમ અંબર શ્યામ વિષે વિલસે છે,
રાત સમે નભ મિષ્ટ સરોવરમાં ત્યમ પંકજ નૃત્ય કરે છે;
તોપણ પાંખડી સર્વ સહિત મિંચાય ઉદિત થયો જવ ભાનુ,
આજજ આ ગઢલંકવિષે ક્યમ આમ અહો વિપરીત જણાણુ† ૪૩

નવમો સર્ગ સંપૂર્ણ.



---

* પોતાના મિત્રની સાન્ત્વના માટે શંકરને કપાળે જઈને ચંદ્ર રહ્યો પણ આજ પોતાના નિશાચરને શાન્તિ કરવામાં નિરાશ થતાં તે અસ્ત થયો.

† જેમ શ્યામ વસ્ત્ર સજી કોઈ દિવ્ય પરી ગૌર વદનથી શોભે છે તેવુ ચંદ્ર રૂપી કમળ રાત્રે આકાશના સમુદ્રમાં નાચી રહ્યું છે પણ તે સૂર્યોદય થી અસ્ત થયું એ વિપરીત થયું કારણ સૂર્ય કમળને પ્રફુલ્લ કરે.

## સર્ગ ૧૦ મો.

### પ્રભાત, નગર જન તથા સામૈયાનુ વર્ણન.

### પ્રહર્ષણીવૃત્ત

તારાઓ પતિતચમૂસમાન ક્ષીણ, શુભ્રાંશુ રઘુવરતુલ્ય તેજહીન;
ઊંચેથી દવટપકાં પડે, હશે એ, દેવોનુ રૂદન અનર્થના ખમાએ ૧
ઘૂમેથી ગિરિવર સ્પષ્ટ ના જણાએ જાણે કે તરુવર શોકસ્નાન નાહે;
પ્રાસાદો ગગનશુ ઉત્તમાંગ કાઢી, પેરેછે, તિલક સરૂ, ગુલાબી સાડી.૨
નિદ્રાનો જવ કરતાં બધાંય ત્યાગ, ખોળે તે અવર સ્થળે અનાથ માગ;
કોકિલા મૃદુ મૃદુ રમ્ય ગાઇ ગીત, ખેંચી લે નિજ પર દંપતીનુ ચિત્ત. ૩
પ્રેમીએ અતિ દૃઢ આલ પક્ષિણીનો, દૂરેરૂ પણ પરિરંભ પક્ષિણીનો;
જ્યોત્સ્નાએ રમણીયરૂપ આશ કેરો, આ કાળે હરખસહિત ત્યાગ કીધો. ૪
રાત્રીએ શરમ શમાવનાર વસ્ત્ર, કંદર્પે દરપ વધારનાર શસ્ત્ર;
રામાએ અરથ-ભર્યાં કટાક્ષ પેચી, જાણીને કુસમય હાલ લીધ ખેંચી. ૫
બાળાઓ વદન જુવેછ આયનામાં, સંતાડે નખ ક્ષત રાતની ક્રિયામાં,
અંબોડો શ્લથ થયલો સતેલ હોળે, ભુંસેલો તિલ કરતી ત્રિયા કપોળે. ૬
રાત્રીની વિમલ ક્રિયા થવા શરીરે, નાહીને યુવતિજનો સુવસ્ત્ર પેરે;
કંકુનો અતિશય રક્ત ચંદ્ર ધારે, દેખાતાં કુચ દ્વય કંચુકે નિવારે. ૭
આકાળે નિજ ઘર-કામમાં ગુંથાય, તાણીને મધુર પ્રભાત શુદ્ધ ગાય,
કેડે કે શિરપર લેઇ વારિ-પાત્ર, દીપાવે જુજ કૃતિમાં સ્રિયો સ્વગાત્ર. ૮
ચલ્લીઓ ચક ચક બોલતી ઉડેછે, મેનાનો સ્વર શુકથી ઘણો ચઢેછે;
અત્યારે મળી દ્વય સારસાં રહે છે, દર્શાવે નિજ અનિવાર્ય પ્રેમ જે છે. ૯
વાપીને તટ ભરવા પ્રભાત પાણી, આવેછે ઘટ લઇ શું અનંગ રાણી;
ચાલેછે મનહર મંદ મંદ ચાલ, શિખ્યા કે નિજ ગતિશિખવે મરાળ. ૧૦

હંસીઓ પ્રથમ પઢેલ ગીત કે'છે, ઝંઝીરાં લય કરવા શકે રટે છે;
આકાળે પવન મદાન્ધ છેક થાય, નારીના સ્તનયુગમાં જઇ ભૂરાય. ૧૧
બુડેલો ઉદય કરે, કરે પતંગ, ખેંચીલે તિમિર, ધરી સુવર્ણ રંગ;
રીસાયો હિમકર–રાતના-પ્રભાવે, તેથી કે અરુણ જણાય છે સ્વભાવે. ૧૨
કે'નાથી સનમુખ દૃષ્ટિ ફેરવાય,? જોતાંમાં જળ જનઆંખમાં ભરાય;
આઘેથી નમન કરી રહે તમામ, મો'ટાને નવ ગજથી ભલો પ્રણામ. ૧૩
ઉદ્યોગે સકલ સમાજને લગાડે, દેખાડી જગ રચના રવિ રમાડે;
ચંપેછે ઘર ઘર ફૂંક, ચંડ આપ, મો'ટાની છબિ કરતાં ભલો પ્રતાપ. ૧૪
દેખાડી નિજ કરતું બધે મહત્વ, શોષે છે નિજ રિપુતાત કેરું * સત્ત્વ;
રીઝાવે પણ જગ મિષ્ટવારિ-દાને, મો'ટા તો ઉપકૃતિમાં મહત્વ માને.૧૫
નારીનાં વદન મૃગાઙ્ક પૂર્ણ જાણી, ફૂંકે છે દશ શત બાણ તેગ તાણી;
નાંખેછે નિજ વિરહાગ્નિ-તાપ સખ્ત, જોતાંમાં વદન કરે ગુલાબીરક્ત. ૧૬
ક્ષેત્રોના રજકણને ઘણો તપાવે, પોતાના પ્રિયતમ પદ્મને હસાવે;
ઉદ્યોગી સમ ઉદયાચળે જણાય. ધીરે તે ડગ ભરતાં મહાન થાય. ૧૭
લોકોનાં મન વ્યવહારની ક્રિયામાં, રાત્રીનું તિમિર સમુદ્રભાંયરામાં;
રામાની રતિ નખ કેશને સ્તનોમાં, ઘાલીને દિનકર પૂજ્યછે જનોમાં. ૧૮
આકાળે મસ થઇ ભીડ ભવ્ય દ્વારે, દેખાએ સકળ સ્થળે ઉમંગ ભારે;
બાંધે છે પથપર હાર બેય બાજુ, લોકોનું પળ પળ થાય વ્હાલ તાજુ.૧૯
ના રાખી ગરબડકાજ શિરબંધી, રાખે જ્યાં અદબ વિવેક વરિત સંધી;
જાણીને જન વિચરે ન મધ્યદેશે, જાણેકે અણસમજુ સુરારિ કે'શે. ૨૦
હાંસીલાં મુખ કરતાં નથી જરાએ, આડુંને અવળુ જુવે ચતુર્દિશાએ;
ઉત્કંઠા દિવસસહિત વૃદ્ધિ પામે, લોકોમાં અવિદિત રાજભક્તિ જામે. ૨૧

---

સૂર્યની-આકાશ-પદવી લેનાર ચંન્દ્રના પિતા સમુદ્ર તેનુ સત્ત્વ એટલે જળ.

વિદ્યાર્થી ગુરુમુખ પાઠ લેઇ ગ્હેલા, આવ્યાછે દરશન કાજ સર્વે પે'લા
આવ્યાછે કસરત છોડતાં યશસ્વી, કાર્યોનુ મનન તજી દઈ મનસ્વી. ૨૨
આવ્યાછે વ્યથિત જનો વિરામ કાજ, છોડીને નિજ કૃતિ વૈશ્યના સમાજ;
આવ્યાછે જપતપ ત્યાગતાં વિરાગી, ભિક્ષાર્થી અશન પરું કરી અભાગી.૨૩
સ્નેહીનો વરગ મળી બધોય ટોળે, આવેછે રમત રુડી મુકી અજોળે;
વિપ્રોના ગણુ પણુ ભૈક્ષ્ય-પ્રાપ્તિ માટ, આવ્યાછે સરવ જતા કરી ઉચાટ.૨૪
પિત્રાઇ જન, મન લોક લાજ ધારી, બોલીને રિપુગણુ દંભ-શબ્દ કારી;
ઈર્ષાળુ અનુચિત બોલ, પાપ ધોવા, આવ્યાછે, ગણુગણુતા, સુરારિ જોવા.૨૫
નાસ્તિકી મતકર દ્વૈત ને અદ્વૈત, બ્રહ્મજ્ઞો ઋષિજન ભક્ત દેવ દૈત,
શાસ્ત્રોને સ્મૃતિ શ્રુતિ ન્યાયમાં મતીલા, આવ્યાછે નવરસ ભૂલતાં છબીલા.૨૬
ના રુંધી શ્વસિત, ન સાધતાં સમાધિ, આવ્યાછે મુનિ જયમ ઓઢતાં ઉપાધિ;
લંકામાં પુરુષ ગૃહે રહ્યા ન આજ, ઉજાણી જયમ નિસર્યો બધો સમાજ.૨૭
રસ્તામાં શકટિકને વિશાળ માંચે, હર્મ્યોની ગિરિવર તુલ્ય ઉચ્ચ ટોચે,
બેઠા કો, તરુવરના મહાન ડાળે, રૂપાળા હયરથમાં રહી નિહાળે. ૨૮
વંઢાની ઉપર પગે ફલંગી ઘોડા, રાખીને પથપર કોઇ દિવ્ય ઘોડા,
સુંવાળાં તટપર ને જળાશયોના બેઠા કો શિખર ચઢી શિવાલયોના. ૨૯
હીરાથી ખચિત સુવર્ણપાટ ઢાળી, પૃથ્વીમાં દૃઢ ઋષિતુલ્ય અંકવાળી,
કાંધે કે સુ-હૃદતણી જઈ ચઢીને, બેઠા કો, નવગૃહપાલખે અડીને. ૩૦
આનંદે પ્રિયજનઆંગળી સહીને, સોનેરી પટમય છત્ર કે ધરીને;
ઝાલીને કનક છડી કરે પુમાન, ઉભા કો નવ છબિ ન્યાળતા જવાન. ૩૧
નાંખીને સુ-હૃદગળે સુવર્ણહસ્ત, ખંતીલા ભરવયમાં બનેલ મસ્ત;
ઉરાડી મુખપર રેશમી રુમાલ, ઉભા કો, અનિયત પુંછતા સવાલ. ૩૨
દોડાવી નયનકુરંગ ઠામ ઠામ, ભારીને -હૃદયશુ શૂન્યતા તમામ;
ચાલે કો સડફડ કામ હોય જાણે, બોલાવે પણ ઠરતા નથીન્પરાણે. ૩૩
પ્રાસાદો વિવિધ સુરંગથી ભરેલી, હીરાને વિધવિધ રત્નથી જડેલી;

જાતેછે અનુપમ બ્રહ્મમ્હેલ જેવી, આજેની પણ ઊપમા અપૂર્વલ્હેવી.૩૪
છાંટયું છે જળ ઘરના ઉપાઙ્ગ સામાં, અગોળીબહુ ચિતરી ગૃહાઙ્ગણામાં;
વેર્યાં છે કુસુમ ગુલાબ માલતીનાં, બાંધ્યાંછે ઘર ઘર તોરણો મણીનાં.૩૫
પુત્રીનો અવિરલ કેશપાશ હોળી, પે'રાવી નવ ભરગચ્છઝીક ચોળી;
ચોંડીને તલ તિલડી કપોલ ગાલે, શૃંગારી મરકતથી ગુંથેલ માળે. ૩૬
માથેથી બહુ વિખરાય કૃષ્ણ કેશ, બાળાના હૃયકરમાં રુમાલ બેશ;
સાહે કો કર પુતળી હિરણ્ય-સોટી, સંતાડે કંઇ મુઠમાં ઘણી ચણોઠી. ૩૭
સુતીતો નહિ-સ્ફુટ મંજુ ગીત ગાય, બેઠી તો સહુ શણગાર જોઈ જાય;
ઉભી તો મૃદુ મૃદુ બોલ આલપેછે, દોડે તો ખણખણ ઝાંઝરાં રટેછે. ૩૮
બોલીને અતિ નિરદોષ વાકય ન્હાનાં, ખેંચેછે શુભ પરિધાન સ્નિગ્ધમાનાં;
બાળાનું અસમય હાસ્ય વાર વાર, જોતામાં સહજ વધે પવિત્ર પ્યાર.૪૦
પુત્રોને ઝધઝધતા ઉપાન ઘાલી, પે'રાવે નવ પરિધાન માત વ્હાલી;
કંદોરો મણિમય કેડ ઘાલી કોડે, બાંધ્યો છે નવીન રુમાલ આડસોડે. ૪૧
ચોળીને વપુપર ગંધને ફુલેલ, સીંચોડી ભૃકુટિ વિષે ભુરી કરેલ,
બાંધીને જળહળ બાંહ્ય બેય બાજુ. કીધુંછે તિલક કપાલમધ્ય તાજુ. ૪૨
ઘાલ્યોછે હૃયસર ગોફ કંઠદેશ, બાંધે છે ગરદનની કિનારી કેશ;
માથામાં મુકુટ સમાન ટોપ ઘાલી, માતાએ કનક છડી કિશોર આલી. ૪૩
દોડાવી રમુઝ કરાવતાં હસે છે, ચાંપીને હ્રદય વિષે ચુંમી કરે છે;
મ્હોટાની પ્રતિકૃતિ પુત્ર જે કરેછે, નારીઓ પતિ-પ્રતિબિંબ ત્યાં જુવેછે.૪૪
ખોળામાં નમિત મુખે સુવાડીજાત, ઠોકેછે હરખ સહિત પૃષ્ટ માત;
પુંછેછે વહુ વરવા અનેક વાત, વાંચેલું રટન કરાવતી સુજાત. ૪૫
પ્હેરીને અમર અમૂલ્ય બાંટ સાડી, ખોળામાં નિજશિશુ ધાવણું સુવાડી;
આપેછે સ્તન મુખમાં પ્રમોદ આણી, બેઠી છે ઉમરવિષે અનેક શાણી.૪૬
રૂપાળી જરકસિ કંચુકી ધરીને, લાડીલો શિશુ કૃષ કેડથી ગ્રહીને,

ન્યાળેછે મુખતનનું જરા હસાવી, રામાઓ શશિસમ ગેહ બ્હાર આવી.૪૭
મુંકીને કટિપર હાથવલ્લિ ના'ની ઝૂકે છે ભરછક અંગમાં જુવાની,
છૈયાં બે પગદ્વયપાસ આથડેછે, વામાક્ષી સ્થિર થઇ આંગણે ઠરેછે. ૪૮
રાખીને સ્તનપર એક હાથ આડો, જાણે કો રસમય લૂટશે અખાડો;
બારીએ પતિ--વદનારવિંદ જોઈ, ફૂટેલો કચ ધરતાં ઉમેલ કોઇ. ૪૯
સાહેલી સમ વય રૂપ ને સ્વભાવે, દેખાડે મદન–પ્રરોહ હાવ ભાવે
બોલેછે મરમગિરા રુડી રસાળી, આપેલે સુખમય અર્થવાન તાળી. ૫૦
બેઠી છે શિશુ લઇને ઘણી છજામાં, ભૂલી છે ઘરકૃતિ માર્ગની મઝામાં;
ખેલેછે અવિદિત કાળ તુચ્છ જાણી, ગાએછે મનહર ગીત કામરાણી. ૫૧
નારીનાં મુખ મુખવાસથી ભરેલ, ચોળ્યાં છે તનુપર શાં સુગંધ તેલ?
સુંવાળા અધર–મવાળ શુદ્ધ લાલ, ચાંલ્લાથી તકતકતું દિસે કપાળ. ૫૨
આંજેલાં નયન નીલાબ્જને લજાવે, અંબોડો અહિ–અહમેવને તજાવે;
દેખાડી મૃદુહસિ દંતની સુરેખા, રામાઓ પર પતિને કરે અદેખા. ૫૩
આ કાળે પરિજન જાય પુત્ર સામા, સામંતો ગજપર પે'રિ રાજ્ય–જામા;
માતાઓ હય–રથમાં વિરાજમાન, મેનામાં ગુરુજન માંડતા પ્રયાણ. ૫૪
જાએછે કલમ ધરી પ્રધાન કાને, બેસીને પ્રતિનિધિ જાય તાવદાને;
અશ્વારો કર લઇ રાજ્યનાં નિશાન, ગંધર્વો પથપર જાય ગાઈ ગાન. ૫૫
પ્હેરીને નવ પરિધાન માનકારી, બંદીઓ પણ શિરપાવ–આશ ધારી,
જાસૂસો ઝટ પરવારી બાઇ સામે, જાએ છે ડર નૃપનો ધરી ન નામે. ૫૬
સાહીને કર તરવાર અસ્ત્ર ઢાલ, જાએ છે ભયકર શે'ર–કોટવાળ;
નાંખીને સહજ કૃપાળુ દૃષ્ટિ ભારી, જાએછે જનપ્રિય દિવ્ય ન્યાયકારી. ૫૭
દેખાડી ત્રણુષટ હર્ષની ખુમારી, જાએછે સકલ મહાન કાર્યભારી;
જાએછે મદભર રાજ્યના વકીલ, ગાડી કે હયપર શેઠિયા અૂશીલ. ૫૮
સામૈયું ક્ષણભરમાં વધ્યું વધારે, વીરાને નમન કરી બધા ઉભારે';

જોઈને સુરરિપુનો મહા પ્રભાવ, દેખાડે અચરજ સાથ સ્નેહભાવ. ૫૯
મુંકીને સહુ અભિમાન શસ્ત્ર હેઠે, બોલીને "જયજય" શબ્દ બંદીપેઠે;
સેહીને નૃપ-તનની શરીરપીડા, યોધ્ધાએ નમિત મુખે ધરેલ બીડાં. ૬૧
કિલ્લેથી ઘર કરવા રુડુ પ્રયાણ, આજ્ઞાઓ સરવ કરી રહ્યા પ્રધાન,
વાગે છે "ડમ ડમ" અર્થયુક્ત ડંકો, જાએ છે જય લઇ ઇન્દ્રજિત બંકો.૬૨
વાગેછે સુલલિત દુંદુભી અધીર, વાદિત્રો મધુર કરે દિશા બધીર,
રાજાના ગુણ લલકારી સર્વ ગાય, ઉચ્ચૈઃ ઝરમર પુષ્પ-વૃષ્ટિ થાય. ૬૩
જોડેછે રસમય અષ્ટકો કવીશ, હેતેથી બહુ બહુ વર્ણવે અધીશ,
ગાએછે ધ્રુપદ સતારથી ગવૈયા, થાએછે વિધવિધ નૃત્ય તાતથૈયા. ૬૪
છોડેછે અબિર ગુલાલ કુંકુમાદિ, વાગેછે ડફ ઘડિયાળ ઘંટઆદિ,
પાડીને હરખ સમેત કોઇ તાળી, ગાએછે ગરબિ જનાપવાદ ટાળી. ૬૫
કો ઝાલે કનક છડી સુવર્ણ છત્ર, ખેંચીલે શિરસ અલાબલા સહસ્ત્ર;
સોનેરી ચમર કરે પછાત હીંડી, આપે કો જળ મુખવાસ પાનબીડી.૬૬
પોતાના હયપર રત્નનું પલાણ, મુંકાવી સુરરિપુ લંક-લોક-પ્રાણ,
બેસી તેપર હળવે કરે પ્રયાણ, પૂર્વાશે ઉદિત થયો નવીન ભાણ. ૬૭
માનેલા ગુરુજનને સખા પિતાના, લંકાના વડિલ અમાત્ય-વર્ય શાણા,
રાખીને સકલ સમાજ આજુ બાજુ, પોતાની ઉપર કરે વહાલ તાજુ.૬૮
વિપ્રોને દ્વય કરથી કરે પ્રણામ, બીજાને પણ નયને કરે સલામ,
હાથેલી પથપર કોઈની હલાવે, પુછેછેખબર બિજાતણી સ્વભાવે. ૬૯
શકારેં પ્રમુદિત વક્ર નેત્ર રાખી, ખેંચેછે જન મન મિષ્ટ વેણ ભાખી,
જિતીને રઘુવર કીર્ત્તિ-કોટ બાંધી, થાવાને "અનુપમ" દીર્ઘદૃષ્ટિસાંધી.૭૦

## હરિગીત છંદ.

આકર્ણપર્યંતે ચઢાવી ધનુસ શરને મારતાં,

ખેંચી લીધું તનરક્ત અરિનાં ગાત્ર સર્વે શારતાં,
પણ નૈણબાણ ચઢાવતાં અણુ રોમના પણ રોમને
ભેદી હરીલે ચિત્તવૃત્તિ સ્નેહીની આજે કને. ૭૧

સર્ગ ૧૧ મો.

નગરજન–સ્નેહવૃત્તિવર્ણન.

દોહોરા.

પગલે પગલે લોકનાં ટોળાં ભેગાં થાય,
ઇંદ્રજિતનાં વારણાં પળ પળમાં લેવાય. ૧
આજ મહોત્સવ લંકમાં પુત્ર–જન્મ કે લગ્ન
ઘર ઘર જાણે થાયછે એમ થયા સહુ મગ્ન ૨
"ભાઈ તેં ભલ્લી કરી જિતીને રઘુનંદ,
ચિરંજીવ સદા હજો રાવણના કુલચંન્દ. ૩
માતાની શંકા અને બાપાની શુભ લાજ,
નગર લોકની પ્રીતિને સાથ તજાવી આજ. ૪
માને પેટે અવતર્યું કીધું સાર્થક ભાઇ,
ધન્ય કર્યો દશકંધને તેથી કરી સવાઈ. ૫
શિવ–ભક્તિ તુજ તાતની પતિવ્રત માનું એક,
આશિષ કુળ–બ્રાહ્મણતણી તુજ વનિતાનો ટેક, ૬
બાધા વળી ભગિની તણી તુજ ભાઇનાં વ્હાલ,
સ્નેહ–ભાવ રૈયત તણો સાર્થક કીધાં હાલ. ૭
આજ ઉગ્યો આ અમઘરે સોના કેરો સૂર,
અમૃત–વૃષ્ટિ આજની જિતી આવ્યો શૂર. ૮
સેવા શી કરિયે અમે ત્હારી ઓ મા'રાજ,

સદા કાળ જ્યાં સાચવે ધન દારા ને લાજ. ૯
સિંહણયૂથો સિંહને રહે જેમ વિટલાઈ,
પ્રજા તને એ રીતથી વળગી છે રે ભાઇ. ૧૦
આજ લગી તુજ જન્મથી ગણતાં મહિનાવાર,
આંક પડે ઓછો ઘણો જોતાં તુજ ઉપકાર. ૧૧
તેં કીધું તે કોઇથી પ્રયત્નથી નવ થાય,
વર્ણન ગુણ તા'રા તણું અમથી કેમ કરાય. ૧૨
દાટી દીધા હર્ષમાં ઓરાડી દિલલાજ,
સુખસાગરમાં સર્વથા ડુબાવ્યા મા'રાજ. ૧૩
આપત્કાળે દાસને લાગે પૂરણ કામ,
એવો લંકામાં થયો બીજો પરશુરામ. ૧૪
રક્ષા કરતાં ના ગણ્યાં વ્હાલાં તેં ઘરબાર,
શત્રુ સામો તું ગયો પ્રાણ તણા આધાર. ૧૫
માતપિતા ભગિની અને પ્યારી ન્હાનાભાઈ,
અમકાજે એ સર્વની છોડી દઇ સગાઇ, ૧૬
સુકટ સમ દિનરાત તેં ઘસવ્યાં કોમળ અંગ,
પરખાવી શુભવાસને, દેવો તુજને રંગ. ૧૭
રાજકુંવર રણરંગમાં ઘા વેઠ્યા અમકાજ,
દુઃખ દૂર સરવે કરી માંણાવી તેં મોજ. ૧૮
લઘુવય ને માથે હજી કાકા માતા બાપ,
તોપણ લંકપુરી તણો બાપ થયો તું બાપ. ૧૯
વજ્ર સજેલું સેનમાં તારું અખમ શરીર
વ્રણિત થયું જ્યમ ચારણી તોપણ રાખે ધીર. ૨૦
મૃગાઙ્કથી શીતલ ઘણું દેખાએ મુખ રુદ્ર,

વસ્ત્ર બધાં દૈવી હતાં કેવાં લાગે ક્ષુદ્ર. ૨૧
રામે જ્યારે રીસથી મૂર્છિત સેના કીધ,
એકલડે તેં શું કર્યું કો'ની સહાય લીધ? ૨૨
અતિ અપેક્ષિત ધૈર્ય તે કોણે આપ્યું ભાઇ?
કોણે શૌર ચઢાવિયું સુકીર્ત્તિ ત્હારી ગાઇ! ૨૩
કોણે કે'પાટો કર્યો કોણે કાઢયાં અસ્ત્ર,
કોણે બદલાવ્યાં તને લોહીઆળાં વસ્ત્ર. ૨૪
રામચંદ્ર કરતા હશે બાણવૃષ્ટિ બહુ પેર;
કરતા તેમાં અડપલાં વાનર લેવા વેર; ૨૫
અંગીનું અવસાન ને કાકાપર પણ ક્રોધ,
સાંખ્યાં પણ સેવ્યો નહિં કાયરતાનો બોધ. ૨૬
શીરીતે ભૂલાય કે' આ તા'રા ઉપકાર,
બદલો વાળી આપવો શીરીતે આ વાર? ૨૭
આબાદી જય સંપને આવર્દા યશ પુત્ર,
પ્રભુ આપી લાંબું કરો તા'રા ઘરનું સુત્ર. ૨૮
અનુભવતો ભાઈ હશે આ સમયે પણ દુઃખ,
તોપણ અમને જોઇને મલકાવે છે મુખ. ૨૯
અમકાજે પણ અશ્વને હળવો હાંકે ભાઇ,
સહન, શાન્તિ રાખી, કરે લોકોની આ ઘાઇ. ૩૦
રક્ત ભરેલાં વસ્ત્રમાં હજી વહે છે રક્ત,
તેની પીડામાં જરા નથી જણાતો રક્ત. ૩૧
આ જોતાં તા'રી દશા વ્યથા ન થાએ નામ,
અમ સરખા રાક્ષસ તણાં વજ્જર હૃદય તમામ. ૩૨
ડા'પણમાં પૂરો અને શૂરો ધર્મી ધીર,

અમમાં આવી અવતર્યો જયમ ગયું રત્ન કથીર. ૩૩
તા'રૂ કૈં દુર્ભાગ્ય કે સુકૃતિ અમારી સદ્ય,
કે બેના સંયોગથી તું આવ્યો અમમધ્ય. ૩૪
" શાણું કે સાચું " હશે આજ તણો દેખાવ,
વાર્તામાં પણ ના સુણ્યો અનુભવિયે જે લ્હાવ. ૩૫
પ્રાણ બહિશ્ચર અમતણા રે દિલના દરિયાવ,
જોયા વિણ તું શું કળે અમ હૈયાનો ભાવ. ૩૬
બ્હીક હતી મનમાં ઘણી સામા પ્રભુ સાક્ષાત,
રઘુકુળને સવિતા ગુરૂ તે પણ કીધા મ્હાત. ૩૭
લંકાનાં ત્રણ લોકમાં વધરાવ્યાં તેં માન,
વસ્તી ભરત બધી કરી અભય તણું દઇ દાન. ૩૮
લંકાથી પર લોકમાં ધરી પ્રતાપ પ્રચંડ,
શાન્તિ શાન્તિ અત્રે કરી રોપ્યો યશનો દંડ. ૩૯
રે'શે અક્ષય વૃદ્ધિપર કીર્ત્તિ અનંત કાળ,
વિસ્મૃતિના ખાડા વિષે નાંખી ન શકે કાળ. ૪૦
પ્રભુને તું જિતી થયો ઇન્દ્રજિત પ્રભુજિત,
તોપણ તેં તો સાચવી તા'રા ઘરની રીત. ૪૧
ક્યાં છે છક હજુએ જરા ઉલટો અદકો પ્રેમ,
ક્યાં છે દંભ લગાર પણ ઉલટી દૃષ્ટિ રે'મ. ૪૨
અધિક પદ મળ્યું તોય પણ અમપ્રતિ એનો એજ,
અધિક ભારથી નમ્ર તું ફેર પડ્યો એ સ્હેજ. ૪૩
દુશ્મનને બાળે ઘણું અમને ટાઢો હિમ,
જન પ્રતિપાળ થઈ તજે વિવેકની નહિ સીમ. ૪૪
ભૂપતિ મહા સમર્થ પણ આજ લગી આ કામ,

અસાધ્ય જાણી કોઈએ આરંભ્યું નહિ આમ. ૪૫
ઈશ્વરને સંહારવા ગાંડો બોલે વાત,
તે પણ તેં સાચી કરી દેખાડી સાક્ષાત. ૪૬
શત્રુ અદેખા અવર પણ અણગમતા જે લોક,
દુષ્ટ નીચ તે સર્વની આશા કીધી ફોક. ૪૭
તેઓના પણ હૃદયથી ખેંચી લેઇ વખાણ,
જીવિત સાર્થક તેં કર્યું કીધું શાસ્ત્ર પ્રમાણ. ૪૮
મિત્ર હિતૈષિણ અન્ય જે જોઇ રાજી થાય,
“હાય !” તેમની હાટતાં દીધી પૂરી હાય. ૪૯
ઓશીઆળા તેં કર્યા આ લંકાના લોક,
નિર્ભય ગમત કરાવતાં હરી તેમનો શોક. ૫૦
ટહુ મારી તેઉંને કંપાવે જન સર્વ,
ત્રણે લોકના વીરનો ઉતાર્યો ત્યમ ગર્વ. ૫૧
મંડળીક રાજા બધા આજ ગણે તુજ ધાવ,
ઉપરા ઉપરી જો પડે લેવા સેવા–લ્હાવ. ૫૨
સંપૂરણ ઉદય થયો અપૂર્વ તા'રો આજ,
જોજે ભૂલી જાય તું લંકાને મા'રાજ. ૫૩
ગાંડા ઘેલા રંક પણ તા'રા તે તા'રાજ,
અંગીકૃતને પાળજે એમાં તા'રી લાજ. ૫૪
બાંનાની પત રાખજે આવીને આવીજ,
ભૂલ થાય અલ્પજ્ઞથી તોપણુ કરજે રીઝ. ૫૫
અતિસ્નેહથી પાપની શંકા મનમાં થાય,
માંધી વસ્તુની ઘણી અધીરી આવી જાય; ૫૬
તે કારણથી ધડકતાં હૃદય ધરીને યાર.

કર જોડી વિનવે તને રૈયત વારંવાર. ૫૭
જે જે શુભ કૃત્યો થકી મન તુજ હર્ષિત થાય,
તે તે કરવા અહરનિશ ખોળીશું ઉપાય. ૫૮
તુજને રાજી રાખવા તન મન ધન અર્ધાઙ્ગ
જરા ગણીએ નહિ અહો ! લંકાના સર્વાઙ્ગ.. ૫૯
તા'રાથી ભારે નથી પુત્ર વળી કે લાજ,
સર્વ અમારૂં દેઈને તને ખરીદ્યો આજ. ૬૦
અક્ષર સામે કોઈને જોવાનુ શું કામ,
ચિત્તાકર્ષક તું મળ્યો સન્મુખ જ્યારે આમ. ૬૧
તપતીરથપૂજાઅને મુંકી કોરે ધ્યાન,
મુખ તર્પ વિણ ગાઈશું તા'રા ગુણનું ગાન. ૬૨
યોગ સાંખ્ય વેદાઙ્ગ કે મીમાંસા વેદાન્ત,
પાણીમાં સહુ બોળશું તુજ પાસે થઇ શાન્ત. ૬૩
સારી ગતિને પામવા કરવાના ઉપાય,
તે સરવે છોડી હવે સેવીશું તુજ પાય. ૬૪
તા'રા જયથી અમતણો થયો ઘણો ઉત્કર્ષ,
અણધાર્યો વર્ષી રહ્યો હર્ષ હર્ષ ને હર્ષ. ૬૫
શાસ્ત્રોને ખોટાં કર્યાં કીધું શસ્ત્ર પ્રમાણ,
તેં અગણિત બ્રહ્માણ્ડમાં વર્તાવી નિજ આણ. ૬૬
આજ લગી શૂરાતણી સાંભળતા જે વાત,
તુચ્છ ઘણી સમજાય છે આ જોતાં સાક્ષાત. ૬૭
રવિ થકી મો'ટી ગતિ રાખીને કવિરાજ,
કલ્પી ન શકયા તર્કમાં ત કીધું જે આજ. ૬૮
ભવિષ્યમાં વૃત્તાન્ત આ કો નહિ માને સર્વ,

જાણે કે જુઠું લખ્યું અલંકૃતિનું પર્વ. ૬૯
તા'રા ગુણની વારતા સહસ્ર મુખથી શેષ,
કે'વા બેસે સ્પષ્ટ પણ કહી શકે નહિ લેશ, ૭૦
તેથી શું મનની બધી મનમાં રાખી વાત,
તા'રા કરમાં આપિયો નિજ કન્યાનો હાથ. ૭૧
ઈશ્વર કે યશ પામવા કરે મનુષ્ય પ્રયાસ,
દેહ દમે મન વશ કરે ઘણા કરે ઉપવાસ, ૭૨
અશ્વ મેધ કે રાજ સૂય આરંભે કો અજ્ઞ,
એ રીતો ખોટી કરી તેં કીધો રણયજ્ઞ; ૭૩
હોમી દીધાં કોઇએ ઘૃત જવ તિલ સમિધ,
રાજી ઋત્વિજને કર્યા આપી રૂડી ઋદ્ધિ, ૭૪
મનુષ્ય સુર પણ ના થયો ઇંન્દ્ર બ્રહ્મ કે શિવ,
આત્માને વ્યથ આપતાં એળે ખોયો જીવ. ૭૫
જવ તલ બદલે રીંછ કપિ હોમીને યજમાન,
રાક્ષસ-ઋત્વિજને દિધાં ખરાં બાનને પાન, ૭૬
ગોતા કાજે એક પદ લેવાને રણધીર,
પૂર્ણાહુતિમાં કર્યા શ્રીફલ શ્રી રઘુવીર. ૭૭
વર્ણવવા ગુણ-અંશતુજ જે જનકરે પ્રયત્ન,
તે બે કરથી ભીંડવા આભ કરે છે યત્ન, ૭૮
તે બાગ્યા હસ્તે મથે સમુન્દ્ર તરવા કાજ,
ફાળ ભરે ઓળંગવા પગવિણ તે ગિરિરાજ. ૭૯
શું આજે દેવું તને માણ તણા આધાર,
આપી દીધો પ્રથમથી સર્વ અમારો સાર. ૮૦
આશિષ દેવી શીરીતે ક્યાં છે અંતઃકર્ણ,

આશિષ પણ થઈ બાપડી આવી તા'રે શર્ણું"; ૮૧
એમ વિવિધજન બોલતા વિવિધ રીતનાં વેંણ,
ઇંન્દ્રજિતથી અવર પર જરા ન હારે નેંણ. ૮૨
પાણી ઢોળે પગરખાંઆગળ વારંવાર,
ઉપરા ઉપરી ફેંકતા પુષ્પ ગુચ્છ ને હાર. ૮૩
કેસરચંદન નાંખતા અક્ષત ફેંકે લોક,
સુગંધીને વધાવતા ધૂપ ધરે છે કોક. ૮૪
ફોફળ કે શ્રીફળ લઇ આપે હાથો હાથ,
દ્વાદશ દીપની આરતી ઉતારે બે હાથ. ૮૫
પગ પર હાથ અરાડતાં નિજશિર મુંકે કોઈ,
સ્પર્ષ કરે આંખો થકી શુદ્ધિ બુદ્ધિ જયમ ખોઈ, ૮૬
બાળક પાસે લેઇ જઈ મુંકાવે શિર હાથ,
જાણે બાલ–ઉદય રહ્યો મેઘનાદને હાથ. ૮૭
ઉતારીને મુકુટ પર મુંકે મોંઘી ભેટ,
મુક્તાની વૃષ્ટિ કરે શેઠાણી ને શેઠ. ૮૮
સામા સામે ઘર તણા ગૃહસ્થ ધનથી પુષ્ત,
ધરી રાખતા હેતથી ચાદર હીરાયુક્ત, ૮૯
ઇંન્દ્રજિતનાં હાસ્યને પદ્મિણીનાં મુખ સ્મેર,
મધ્યે મળતાં ચંન્દ્રિકા થાએ રૂડી પેર, ૯૦
કે મંડળ તારાતણું, લક્ષ ત્રિશંકુ રાજ,
ઉતરતાં અટકી પડ્યા ગઢલંકામાં આજ. ૯૧

## રોલાવૃત્ત.

માનિની તોપણ માન તાન લાગ્યાથી છાંડે,

સતી, નાથ વશ તોય પરાધીન ચેષ્ટા મારૂં.
મુગ્ધા પ્રૌઢા ત્રિયા પરકીયા કે કુંવારી,
જયમ દેહે ખેંચાય ઇંન્દ્રજિત હૈયે ધારી. ૪૨



સર્ગ ૧૨ મો.

સ્ત્રીભાવ વર્ણન.

## દોહોરા.

નારીએ ઉર્મી ઘણી નિશ્ચલ રાખી ચક્ષ,
પ્રસન્નવદને લાડણી રૂપાળીને દક્ષ, ૧
ઇંન્દ્રજિત-રવિ જોઇને મસ મસ પ્રફુલ્લ થાય,
અહો! લંકમાં સૂર્યથી પંકજ ઊંચાં જાય. ૨
ઇંદ્રજિતને ધ્યાનમાં ધરવા આ ઉપાય,
જાણી પાછળ તેહની મુગ્ધાનું મન જાય. ૩
સહિયરને દુશ્મન ગણે રાખે મનમાં બ્હીક.
અંતરના સહુ ભાવ પણ નયન બતાવે ઠીક. ૪.
"સુલોચનાએ શું કર્યું એવું પુન્ય મહાન,
ઈંન્દ્રજિત વર પામતાં ભારે પામી માન. ૫
મન એનું થાતું હશે હર્ષિતને પ્રમુદિત,
એના સુખની આપણે શું જાણીએ રીત. ૬
રણમાં જેવો શૂર એ તેવો પ્રીતિમન્ત,
આથી સારો નહિ હશે સીતાજીનો કાન્ત". ૭
એમ પરસ્પર કા'ડતાં મનના ઉભરા બ્હાર,

ભાત વિષે મન રીઝવે લંકા કેરી નાર. ૮
પામી અનુપમ કીર્ત્તિને અનુપમ પૂજાસાર,
અનુપમ પ્રેમ પ્રજા તણો કરતો એ સ્વીકાર. ૯
દુષ્મનથી હલકો થયો તો પણ વધતો ભાર,
પગલે પગલે પાડતો વેર વળ્યો સરદાર. ૧૦
સોનેરી વાળા ઘણા ગુંથ્યા ચિત્ર વિચિત્ર,
જાળીએ નાંખ્યા શકે અટકાવાને મિત્ર. ૧૧
વાતાયન પર ચક ઘણા નાંખ્યા વિવિધ પ્રકાર,
રમ્ય ચિત્ર નવરંગથી પે'રાવ્યા શણગાર. ૧૨
ગોખ જરૂખા અટપટા રાજ મે'લના સર્વ,
જોવાદે નહિ કોઈને દેખાડે પણ સર્વ. ૧૩
છજાં અગાસીને ઘણાં મેઘાડંબર અત્ર,
નિશાન ઝઘ ઝઘતાં ધરી ધરે દીપ્તિ સર્વત્ર. ૧૪
રાજ ભવનની કુંવરી દાસી રાખી સાથ,
શ્રીફળ આદિ વધાઇને ઝાલી હાથો હાથ, ૧૫
રત્ન માંડ શિરપર ધરી છુટા રાખી વાળ,
પે'રી કૌસ્તુભ મોતિને માણક કેરી માળ. ૧૬
ચાવી બીડી પાનની કરી કપાળ પિયેળ,
કંકણ પે'રી હાથમાં ચોળી અંગ ફુલેલ, ૧૭
ભૃકુટીમાં ટપકી કરી બીંદુ કીધું ગાલ,
કંઠે કીધો સાથિયો કુંકુમ કેરો લાલ. ૧૮
કાને કુંડળ ઝળકતાં નાકે વાળી સાર,
પગમાં ઝાંઝર ઝમકતાં ઘાઘરીએ ઘમકાર. ૧૯
કંદોરો છે કેડમાં આંખે કાજળ તાર,
અહો! બાળિકા અત્રની સજે સોળ શણગાર. ૨૦

જોડકડાં જોડે ઘણું વર્ણવવા નૃપ સુત,
રાગ તાણતી ગાય છે જ્યમ આવ્યું પ્રસ્તુત. ૨૧
મંદહાસ્યથી વદનના દાડિમ-કણ બત્રીશ,
કે મુક્તાના મૂલ લઇ રત્ન ઉગાડે * શીપ. ૨૨
લાડકડી અપ્રગલ્ભને પવિત્રને નિર્દોષ,
રહી હાવકી માતને આપે છે સંતોષ. ૨૩
હાંસ પૂરી નિજ પાડવા અધીરણી થઇ ખૂબ,
રાજ કુંવરના સૈન્યને જોવા આવે દૂબ, ૨૪
અંગુઠે ઊંચી થઇ ઊંચી રાખી ડોક,
એકદૃષ્ટિ રાખી જુવે ખસેડાવતી લોક. ૨૫
જ્યમ જ્યમ ઘોષ વધે અને કાંઇ નવ દેખાય,
ત્યમ ત્યમ વધતી ચિત્તમાં ઈંતેજારી થાય. ૨૬
નાથ જેઠ દિયેરને જોવા વધૂ સમૂહ,
ચોળીથી કે વસ્ત્રથી ઢાંકી વક્ષો રુહ, ૨૭
ધીમી ચાલી કાનમાં પે'રે રત્ન ઝુલેર,
ચક પાછળ આવી ઉભી રાખી મુખડાં સ્મેર; ૨૮
પ્રેમ પરસ્પર દાખવે કયાંથી હોએ કલેશ,
હસે રમે કૌતક કરે બોલે શબ્દો શ્લેશ; ૨૯
નિરંકુશ વર્ત્તી ધરે નહિ લાજની રૂખ,
પુષ્ટ બની દેખાડતી ઘણી પિયરનાં સુખ; ૩૦
સાથે સાથે બેસતાં ક્ષણમાં ઉભી થાય,
ચિત્તહરાનાં ચિત્ત પણ જનપથ પર ખેંચાય; ૩૧
સરસા સરસી રે' ઊભી સરખે સરખી જોડ,

* મોતીના કણ મૂલ લઇ જાણે માથે માંડનાં રત્નને ઉગાડતા હોય.

સખી-અંશમાં ગોઠવે હસ્ત કમળનો છોડ; ૩૨
અશ્વારીને આવવા હજી ઘણી છે વાર,
તેથી પાછી આળસી બેસે ગોળાકાર; ૩૩
કે સાહેલી અંકમાં ઉત્તમાઙ્ગ મુકીજ,
ચતી અગર પડખે સુવે મકરકેતુની બીજ; ૩૪
રાત પ્રજાગર સૂચવી આળસ મોડે કોક,
આંખો ઢાળી ઢોળતી કરતલપરનિજ ડોક. ૩૫
કામ અધુરૂં મુકીને આવી જે કો નાર,
છાને છાને ગણુ ગણે થાય કેમ આ વાર. ૩૬
ઉતાવળી ધીરે કરે ઠીક ઠાક શણગાર,
અવળાને સવળા કરે વસ્ત્ર અને ઉપચાર, ૩૭
અંબોડો વાળે કંઈ વચ્ચે રાખી ચાક,
સ્વચ્છ કરી વાળી સજી શોભાવે નિજ નાક, ૩૮
કોઈ મગાવી આરસી સેંથીમાં હિંગળોક,
પૂરી, હીરા હારથી શોભાવે નિજ ડોક. ૩૯
કાન્તાઓના ભાલમાં દીપે ચન્દક ગોળ,
શું રજનીમાં શરઘણાં વાગ્યે રાતો ચોળ. ૪૦
ઢીલા બાજુ બંધનો ખેંચી બાંધે બંધ,
દિવ્ય પુષ્પના હારથી પસારતી શુભગંધ; ૪૧
ખીલી ઘાલી સજ કરે છંદ અને નૂપુર,
શનિ મંગળને રાહુની વિંટીમાં મગરૂર, ૪૨
લટકાળી લલના તણા લટકાનો નહિ પાર,
નિરુપયોગી થાય છે બારે માસ શણગાર; ૪૩
વિજય મહોત્સવને દિને પતિ મળવા આતૂર,
તર્ક કરે છે અવનવા થાએ જેમ અસૂર; ૪૪

દાસી જન પાસે રમે લાડકબાયો બાલ,
તેને લઈને હાથમાં ચુંમી લેછે ગાલ, ૪૫
ધરી આંગળી ઓઠપર હાસ્ય કરાવે માત,
છેડો નાંખી શીષપર કદિ ધવરાવે જાત. ૪૬
કસ્તર ચાંટયું હોયકે શ્લેષ્મ નાક પર હોય,
સાડીથી લુછે ત્રિયા મોંઘી હોએ તોય, ૪૭
હાથ ફેરવે અંગ પર જુવે બાળનું મુખ,
સાર્થક જીવ્યું તેમનું જેને સુતનું સુખ; ૪૮
વાત કરે વિશ્વાસની ત્યાં નહિ રાખે મર્મ,
સમ વયની સાથે મળી ક્યાંથી રે'ત્યાં શર્મ. ૪૯
આખી રોજ નવે નવું રતિ સુખનું પીયૂશ,
મછરાએલી માનિની વર્ત્તે નિરંકુશ. ૫૦
પ્રતિદિન વધતો જાય જયમ શક્રારિનો પ્રતાપ,
પ્રજા તણી ભકિતઅને સીતાજીનો શાપ, ૫૧
રાજાનુ અભિમાનને સૈનિકોનું શૂર,
સ્મર સેનાનું ત્યમ વધે ભર જોબનનું પૂર. ૫૨
સુલોચનાની આયના કૈંક રાખવા જાય,
ટેવ પડી પણ રોજની તેથી ભુલી જાય. ૫૩
સખી તણા પણ સ્નેહમાં દેવી છે ચકચૂર,
હમેષ સમ પણ આજ એ રહે માનથી દૂર. ૫૪
કાળ ગતિથી ત્રણ ઘણો વધતો રાખી વેગ,
વધા પડયો છે આંગણે વિચિત્ર જનનો ભેગ. ૫૫
દાસી જન કે દાસ જન ઘરમાં ન રહ્યું એક,
મો'ટાકે ના'ના તણો જરા રહ્યો ન વિવેક. ૫૬
ગપ્પાં હાંકે છૈં ઘણા આશ પાશના લોક,

નજરે જોઇ અન્ય તે કરે કલ્પના ફોક. ૫૭
કોઈ દોડી આવતા કા'ડી મો'ટો સાદ,
રાજ કુંવર આવ્યા કહી કરવા લાગે વાદ. ૫૮
ઓચિંતો કાને પડે " જય જય " શબ્દ જરાક,
હડુડુડુ ઉભા થાય સહુ ઉતારી જયમ થાક. ૫૯
સૂર્ય ચંન્દ્ર વચ્ચે ધરે મસ્તક રાહુ જેમ,
ઇન્દ્ર જિતની દ્રષ્ટિનું અમૃત પીવા તેમ, ૬૦
બે જણના હોએ ખભા સાથે તેની મધ્ય,
પાછળ ઉભો હોય તે કા'ડે છે મુખ સદ્ય. ૬૧
વળી ન દેખે કોઇ તો પાછા ઢીલા થાય,
હાથ ચઢયો હીરો ગયો તેવા નિરાશ થાય. ૬૨
પાછા ફરતા સર્વ જન પાછા બેશી જાય,
આડી અવળી વારતા કરતાં કાળ ન જાય. ૬૩
એમ વાર ઝાઝી થયે ઘેર જવા મન થાય,
આવ્યો વીર ગયા પછી, તો જોવાનું જાય, ૬૪
એમ વિચારી બેસતા ભુખ્યા પણ નિજ ઠામ,
વાટ જોઇ થાકયા હવે ધીરા પુરુષ તમામ. ૬૫
મીશ્ર શબ્દના તે સમે મેઘ સરીખા નાદ,
મેઘનાદને સૂચવે પુષ્પ તણા વર્ષાદ. ૬૬
હેઠેથી ઊંચે ચઢી નીચે પડતા આજ,
સુવર્ણ રજના લંકમાં છુટ્યા ફુવારાજ. ૬૭
ધવલ અલિંદ અને ધ્વજા પર રજ-ઓઘ ઠરેલ,
(તેથી)હેમ કુટ જાણે થયા લંકપુરીના મ્હેલ. ૬૮

## હરિણીવૃત્ત.

વિજય ધરતો રાણી જાયો ગૃહાઙ્ગણ જાય છે,
ગ્રહણ કરવા આશિર્વાદો બહુ મન ધાય છે;
વિજય ધરતો જાણે આજે સુખેન્દુ થતો છતો,
ગ્રહણ કરવા ચિંતા-રાહુ સમર્થ નથી થતો. ૬૫

સર્ગ ૧૨ મો સંપૂર્ણ.



સર્ગ ૧૩ મો.

રાજ મહાલય, પુરોહિત અશ્વ ઇત્યાદિ વર્ણન.

## દ્રુતવિલંબિતવૃત્ત.

ગગનમાં કરને અકળાવતો શશિ દિવાકરને શર મારતો
હિમગિરિ તણું માન તજાવતો નૃપતિનું પણ માન વધારતો, ૧
સવડમાં અધુરૂં નહિ રાખતો દબદબે ત્રણ લોક દબાવતો
સહજ સુંદરતા શરમાવતો નકલ અક્ષરની નૃપ-મ્હેલ તો. ૨
અતિ પરાક્રમ રાવણ સુતનુ પતિવ્રતા મહિષી વહુ સુતનુ
સુર થકી પણ શ્રેષ્ટ વસેનરો સ્વરગથી, સમજી, ઇહ ઉતર્યો. ૩
જડ ધરાતળમાં ચિરકાળથી સ્થિર થયો કદિ કાળ કરાળથી,
ગણી પરાધીનતા ન મટી કશે અભય સ્થાન વિષે ઊગતો હશે. ૪
સરસ વસ્તુ ઘટારત સ્થાનમાં કુસુમ પાદતળે નહિ, કાનમાં,
શિરપરે, નહિ પંકજ પંકમાં સુરચના સમ શી થઇ લંકમાં. ૫
નવકળા ન કળાય કળેકળે નવીન યુક્તિ જણાય પળેપળે;

કદિ ઘુણાક્ષર ન્યાય થકી મદ્દો વિધિ થકી નહિ જાય ફરી ઘડ્યો. ૬
સુરવિભૂતિ શકે લજવે સદા નૃપતિનું ઋણ્ કે કરતો અદા
અગર શું જણવે શિવની દયા મયતણી ધરતો તનયા મયા. ૭
અવયવો સરખાં બતલાવતો વદન વક્ષસ સન્મુખ કાઢતો
નયન-દ્વાર ઘણાં ફરકાવતો પથિકનાં પણ અંતર ખેંચતો, ૮
સજકરી કિમતી શણગારને મણિ જવાહિર મૌક્તિક હારને
જણવતો સુરસંપતનાં સુખો નગરમાં ગણિકા સમ તે ઉભો. ૯
કૃપણતા જરિએ નહિ આદરી અખિલ કાળ રમા જન વાપરી
સરસ સંગ્રહ સ્થાન શકે કરી અલખની અહિં શું રચના ભરી. ૧૦
દશમુખીજન દાનવદીકરી અહિસુતા ઇહ રાક્ષસને વરી
પતિવ્રતા અતિનાજુક સુંદરી મૃગ સુવર્ણ તણા છળથી હરી, ૧૧
સુભટમાં ઘર ઊંઘ સદા કરે તનુજ શોક કરે જનિતા પરે
અધરમી ધરમી મળતા રહે હુકમને સુર તોય અનુસરે, ૧૨
કઠિણ પા'ણ તરે પણ પાણીમાં કુશળ વાનર લૌકિક વાણીમાં,
ઈહ ત્રિલોચન-તાપ ચરાચરે તદપિ અંગ અનંગ ધરી ઠરે, ૧૩
જગ તળાતળને નભ જોડતો હૃદયમાં શમમ્હેલ પમાડતો,
મન અનેક ચમત્કૃતિ જો હરે સકળ સાથ મળ્યાં નહિ શું કરે. ૧૪
ઝગ ઝગે જરિના જય-વાવટા કુસુમ-ચાદરથી થઇ છે ઘટા
નૃપ સુચિહ્ન તણા લટકે પટા સમય શોભિત હર્મ્ય તણી છટા. ૧૫
શુભ સુગંધિત દિવ્ય ચંડીલતા મણિપ્રદીપ કર્યા દિવસે છતા
ગ્રથિત તોરણ નૌતમ ટોડલે છબિ નવી લટકી રહી થાંભલે. ૧૬
અતિ અનીતિ કુબુદ્ધિ કરે ઘણી કલહની વધતાં પણ તાપણી
વિપુલ વૈભવ રાજનને તજી ક્ષણ રહ્યો સ્થિર આંગણમાં હજી*૧૭

* કુબુદ્ધિ. એવો રાવણ તેની અનીતિ તથા તેના ઘરનો કલહ જોઇ જાણે એનો વૈભવ જતો જતો આંગણે ઉભો રહ્યો છે.

અમર વૃષ્ટિ કરે કુસુમ મૌતિની  સકલ સ્વસ્તિ વદે સ્વરમાનિની
નૃપ પ્રસન્ન થતા સ્વકૃતિ વડે  સૂરજનો ઉપરો ઉપરી પડે. ૧૮
કુલ પ્રભાવ, સ્વધર્મ, ઉદારતા  ભુજ પરાક્રમ સારપ સુજ્ઞતા
ન ગુણકાર થયાં રઘુનંદને  જન નમે ઉગતા રવિ ચંદ્રને. ૧૯
ફલિત ને ઉપયોગ ભવિષ્યનો  મન મનસ્વિ કૃતઘ્ન વરી જનો
વિસરતા ગુણ સ્વારથમાં ગળી  ગરજ સાકરથી પણ છે ગળી. ૨૦
હરખથી હસતાં મુખ રાખતા  સદય દૃષ્ટિ પ્રજાપર નાંખતા
કનક-દંડ કરાગ્ર રમાડતા  ધડપણે પણ વક્કર પાડતા, ૨૧
ચતુર ચંચળ પ્રજ્ઞ અનુભવી  ઊદયથી ઝળકે ધરડી છબિ
અતુલ નૈષ્ટિક ભક્તિ બતાવતા  અભયદાન શકે દ્દઢ આપતા, ૨૨
અગમ ગમ્મતમાં સુખ માણતા  અસુરને પણ આશિષ આપતા
તપ પ્રતાપ અમાપ કરી છતા  મુનિ સમાન ગુમાન ગમાવતા, ૨૩
તનય તાત સમીપ લઈ જતા  વિધિ અનેક સહિત વધાવતા
નજર એક ટશે દ્દઢ રાખતા  નૃપ પુરોહિત દ્વાર વિષે હતા. ૨૪
શરપ્રહાર થકી ટપકી ઘણું  શરીર શોણિત શોણ કરે ઘણું
કુમુદ રક્ત ઉગ્યું જગ-સેનમાં  ગ્રહણ કે શશિનું થયું આભમાં; ૨૫
સુરજ પશ્ચિમનો મળતાં ઘન  સમ જણાય નિશાચરનો તન
નયનને તનને મનને હરે  સતત માયિન મોહમહા ધરે; ૨૬
હય મદોન્મતને ચમકાવતો  નયન આમ પ્રજાપર નાંખતો
સ્વજન-વચ્છલ ને વદવે મિઠો  ગુરુજને સુતને લચમાં દિઠો. ૨૭
અભય ચંચળ-વૃત્તિ પ્રમોહ ને  વિનય ઉદ્ધતતા ભય ક્રોધ ને
અધીરતા અસૂયા અભિમાન ને  સુજનતા મદ રાગ વિરાગ ને, ૨૮
હરખ શોક ઉદાસિનતા અને  ધીરજ પ્રેમ દયા જડ ભાવ ને
મન વિકાર મઝાર કરી બધે  તનુજના પગલે પગલે વધે. ૨૯

અકલ આકૃતિ ઇંગિત જોઇને   પરખતા અરિની મન વૃત્તિને
ન સમજે નિજ તે મનની દશા   જરુર જાળ કરાળ વિષે ફસ્યા. ૩૦
નયનથી જળનાં ટપકાં પડે   દ્રુપ ખભા પર મસ્તક આથડે
હૃદયમાં ધબકાર પડે ઘણા   વદન બાળ સમાન દયામણાં. ૩૧
નિકળતી ગિર ગદ્ગદ કંઠથી   તન ધ્રુજે જ્યમ પૌષિક ઠંડથી
હરખ કે વ્યથ આમ કરે શકે   વરપ શું ભજવે નિજ ભાવ કે. ૩૨
અધીરતાબ્ધિ હવે હદ મુકતાં   તનધરાપર રેલ ચ'ડી જતાં *
પવન-તર્ક ચઢ્યો ચગડોળને   ત્રિપટ વેગ વધ્યો મન-અશ્વને. ૩૩
ચમકતાદિગમૂઢ બની લવે   હૃદય શૂન્ય થકી ચખ ફેરવે
લગિર ભાવ થતા નહતા છતા   ચમક કે જડતા લય શૂન્યતા. ૩૪
વિપુલ ચિંતનમાં ગરકાઈને   હૃદય મધ્ય નિરંતર ધારીને
જનમ-ધારણ કારણ નિર્ખતાં   જનબધાં અડધાં અડધાં થતાં.¶ ૩૫
જ્યમ સમીપ ગયો સુત મ્હેલની   થઈ રહ્યો જયકાર તણો ધ્વનિ
ગુરુ અમાત્ય પ્રધાન થયા જમા   સહુ કહે બહુ વાર "ખમા ખમા". ૩૬
સગજતોજ્યમ હોય ધ્વનિવતે   અગર ઓળખતો ઘર હોય તે
કદિ ઈસારતને સમજી જઈ   હય ઉભો ઝટ યોગ્ય સ્થળે જઈ. ૩૭
શમ સજી રણઘોરકૃતિ તજી   ભ્રમ તજી,અભિ માન મહા ભજી
ચપળતા તજી ધીરજતા ગ્રહી   અડગ અશ્વઉભો નૃપનો અહીં ૩૮
જળ વષે પ્રસરે બહુધા ઘરે   ત્યમ વધ્યો અહિં માણુસઆવરો
તદપિ ચિત્ત ચળે નહિ અશ્વનું   સરવ હોય મહાન મહાનનું. ૩૯
દૂષિત વાનર રક્ત દિલે ભરી   નમિત સૃષ્ટિ-ધુરંધરને ધરી
ચકિત યુદ્ધ ભયાનકતા સ્મરી   મુદિત માન મહોત્સવમાં ફરી; ૪૦

---

* રડતાં,આંસુ વેહેવા માંડયાં

¶ ઈંદ્રજિત સર્વના જન્મનું સાર્થક કરનાર છે

નિરખતો ગુરુને નયણે નર્યા પગવડે નથિ આળખતો ધરા
ભય પુર્યો હયનો જયમાંશકે ત્યમ હર્યો કદિ ગૌરવને છકે. ૪૧
"જયનૃપાત્મજ જીવ ચિરંપ્રભો સતત સાચવજે યશને વભો
અખુટ ધાન્ય, રહો ધનનો વરો" ભટ કહે પણ આશિષ અક્ષરો.‡ ૪૨
કર લગામ ગ્રહી જમણા વડે શરીર તોળી ધર્યો પગ પેંગડે
અકથ સ્વસ્તિ શુભાક્ષર સાંભળી હયથકી ઉતર્યો હળવે બળી; ૪૩
ન ઉતર્યો ધરતીતળ ભારશું ? ન ઉતર્યું નૃપનું અભિમાનશું ?
ન ઉતર્યો શ્રમ શું રઘુનંદનો? ન ઉતર્યો કરૂમ શું સ્વર લોકનો? ૪૪
સુમનહાર ધરી કરથી ગળે નમન તે ગુરુને કરતાં મળે
ખબર સેવક મિત્ર સગાં તણી ઉમંગકે પુછતો રણઅગ્રણી. ૪૫
વિજય-ચિહ્નત વિચિત્ર જણાવતું નિજ તપોબળને બતલાવતું
ઘર-કમાડ ઘણું રળિયામણું હુકમ હીન, ન જ્યાં વિચરે અણુ, ૪૬
અનુચરો સહવાસ સદા છતાં પરિચયે જયમ અકલ પામતાં
ભભકતું દિસતું વધુ નિત્યથી હતું પ્રવેશ કરાવતું પ્રીતથી. ૪૭
બરફથી પણ ઉજ્જવલ કન્યકા મલ રહિત નિશાચરબાલકા,
હરખથી નિજભાઇ વધાવવા વિજય-પહુણ નૌતમ પામવા, ૪૮
નયન નિશ્ચલ ને કર પાથરી વલયનો રણકો કરતી જરી,
મલપતા મુખથી વચમાં ઠરી "રવિ-પ્રિયા શચિ રોહિણિકેપરી" ૪૯
"નહિ જવા દઉ દાણ વિના! દિધે અધિક કિમ્મત ધો જયને લીધે,"
વચન એમ વદી પથ આંતરે નહિ સુરારિ થકી અબલા ડરે !! ૫૦
શિર ઊતારી બથા કરવા પરી દશ દિશે દશ જંત્ર-શળી ધરી,
પગ પનોતિ દબાવી, કરી કળા ભગિનીએ લઈ લીધ અલાબલા. ૫૧

---

‡ આશિષ બ્રાહ્મણ બોલે પણ અહીંતો ભટ જેશૂરા પુરુષ તે પણ બોલે છે.

સજળ શ્રીફળ લક્ષ વધેરતાં  કુસુમબાણુ થકી દિલ ઘેરતાં,
શકુન શબ્દ વદી નયણે ભરી  નિરખતી નિજ બંધુ ફરી ફરી; ૫૨
નજર દુષ્ટ કદાપિ ઊતારવા  ભુતતણો ભય સઘ નિવારવા,
બજરબુટ્ટિની મંત્રિત માળને  અરપતાં તિલડી કરી ગાલને. ૫૩
તિલક ભાલ કરી કરઅંગુઠે  ઝટ લઇ પકડયો વીરને મુઠે,
લઇ અમૂલક દાપુ જવા દિધો  પણ હશે ઈનિલ્લાવ શકે લીધો. ૫૪
સરવ આગળ પાય પડે હજુ  વિજયનો લળકાર કરે ગજુ,
અકલ-દેવ-પ્રતાપ બતાવતો  ભવન ભૂલભૂલામણી વર્જતો; ૫૫
ગુરુ સમાન વિભુ-ઘર જાણતો  સુપથ મધ સમાજ ચઢાવતો,
નૃપતિ પાસ પ્રવેશ કરાવતાં  મન ગમ્યો સહુને પ્રતિહાર ત્યાં. ૫૬
ઉતરતાં નવ ખંડ હિમાલય  ધરી પછાત અનેક જલાશય,
મન ધરી ન પરિક્રમઆપદા  જનકના પગ બે ભજવા સદા, ૫૭
હય. કુમાર, કરામ્બુજ જોડતાં  વિજય-લાજ-જળે તન બોળતાં,
નમિત શંકર સન્મુખ શું ઠર્યો  અગર રાવણ સન્મુખ આવીરો.૫૮
સરવ અંગ મહી પર વાળતાં  સ્ફટિકમાં નિજ વક્ત્ર નિહાળતાં,
નવ ગણે લગિરે અસિઘાતને  નમન એ કરતો જવ તાતને. ૫૯
સ્મૃતિ થઇ નિજ ઘોર કૃતિતણી  અગર છાય પડી નૃપની ઘણી,
વિનય કે રઘુનાથથકી ભણી  સ્તિમિતદૃષ્ટિ ઉભોયશનોધણી.૬૦
લગિર ભાન ન રક્ત જમાવનું  સગિર આનન જોઈ સુજાતનું,
અતિશ રક્ત દશાનન ક્રોધથી  જનક વ્યાકુળ આત્મજ-દુઃખથી.૬૧
સકલ રાજસભાસદ મંડળ  શશિ અમાસ દિને સમ વિકલ,
જયમ ચઢયું છરપા તણું વાદળ  શરમમાં ત્યમ અસ્ત થયું બળ.*૬૨
પણ વધો ,પળમાં નૃપ હર્ષમાં  "સુખ કર્યું તન તેં ગત વર્ષમાં,

---

* લંકાના બલવાન પુરુષો શરમીંદા થઈ ગયા.

અરથ આબ્હ્યું કર્યું જનવચ્છળ  સુભગ કે છલ કે કલ અફસ,  ૬૩
ક્ષત,પડ્યા બહુ કોમલ અંગમાં  તદપિ પુત્ર જણાય ઉમંગમાં,
મહત કામ કર્યું રણરંગમાં  તદપિ છે ખરના શુભ ઢંગમાં.  ૬૪
વિપુલ રક્ત તણાં ટપકાંપડે  બળ અને શ્રમ બે વપુમાંલડે,
મનન ચિત્ત કરે નવરાશનુ  વિજયનું ફળ, વૈભવ, વીરનુ.  ૬૫
હૃદય આકરષે મન માતનુ  વદન આકરષે મુખ ભ્રાતનુ
ચરણ આકરષ તળપાઠનુ  સરવઆકરષે સહુ સર્વનુ.  ૬૬
ક્ષણવિરામ અરવા નહિ તેં લીધો  અમૃતનો ઘુટડો પણ ના પીધો
હજુ ન આ વિરમ્યો પરિધાનથી  અશન અન્ન અવેળ કર્યું નથી;  ૬૭
તદપિ વાત કહી સુતા જા બધી  અધીરતા તુજને નિરખી વધી
વિજય-વાત વિશારદ વીરથી  સમજવા કુણ ઉત્સુક કે' નથી?  ૬૮
મથન યુદ્ધ-મહાજળનું કરી  વિષમ બાણ વિષે વિષને ધરી
રહિતજીવ કર્યો સુખનો અરિ  સુભગ સીત સતી સુત તેં કરી.  ૬૯
ગુરુ સમાન રઘુવર બંધથી  પર કર્યો, તુજ જોડ બિજે નથી;
તનય ધન્ય સદૈવ ચિરંજીવ  શર-સખા શણગાર સદાશિવ;  ૭૦
જરુર દુઃખ કર્યું મસ એ મુવે  શ્રમિત આ તુજ ગાત્ર રુવે રુવે
તદપિ આસન વાસન વાળીને  વિજય વર્ણવ બ્હાલ વધારીને.  ૭૧

## મંદાક્રાન્તા વૃત્ત.

વાણી રાણી અધર રસના પાસથી મિષ્ટ પૂરી
મો'ટાં ના'નાં અવયવ વિષે યોગ્યતા ના અધૂરી
અંગે અંગે મદમુદ વહે તે થકી નમ્ર ભારી
બેટયો રાગી હૃદય હરવા એ ગિરા પ્રાણ પ્યારી.  ૭૨

સર્ગ ૧૩ મો સંપુર્ણ.



## સર્ગ ૧૪ મો.

### સુલોચના સ્વરૂપ તથા ગૃહ-કૃતિ વર્ણન.

### વંશસ્થવૃત્ત.

કદી યથાતથ્ય સુવર્તમાનને પિતાથકી લેઇ ઘટિત માનને,
ખરો ચઢાવ્યો યશ દિનમાનને ન વીર મ્હોડે જણવે ગુમાનને. ૧
પડ્યોઘણો ભાર સમાજઆગલ બની રહ્યો લંક વિષે અનર્ગલ,
નમે બધા તોય નમિત થાય છે સદૈવ ભારેખમ નમ્ર હોય છે. ૨
રજા જવાની લઇ અર્ધયામમાં જવા કરે દેવરિપુ સ્વધામમાં,
ન વીર આજ્ઞા વિણ સ્વલ્પસંચરે બળીકરી મ્હાવતને અનુસરે. ૩
ખરેખરા નૈતમ દિવ્ય ધામને અપૂર્વ શોભા જયમ સૂર્યઆભને,
દઈ ઉભી વાટ જુવે વિલાસિની સમુદ્રકાજે અથવા તરંગિણી. ૪
મૃગાક્ષીના લાવણ્યતા સરોવરે સ્થલે સ્થલે જોબન-પદ્મ વિસ્તરે,
ક્ષણે ક્ષણે રંગ નવા નવા ધરે રુઝાવવા ઘા શૂરના રમ્યું સ્મરે. ૫
હશે હીરા,કે શશિસૂર્ય આંખડી કુરંગ કે ત્રસ્ત થઈ જતાં ખડી,
હશે પડ્યાં ખંજન વેલ બાગમાં ત્રણે ઉગ્યાં પંકજ એક નાળમાં.*૬
•મહાન સંગ્રામ તણા પ્રસંગમાં શરીર એનું ભુખરૂ વિયોગમાં,
કદાપિ તેથી શિવ પત્નિજાણીલહી શશિ ઊગ્યો, ચંદ્રકભાલમાં નહિ.¶૭
મયૂર નાસાપર નૃત્ય માંડતાં કપોળમાં ચુંબન ચિહ્ન વ્હાંડતાં,
યતે શકે અંતરમધ્ય પેસવા લગી રહી કે નવ રત્ન વાળીઆ.૮
સુપુત્ર રૂપી ફળ મિષ્ટ આપવા ઉગી રહ્યો ચંપક હેમ છોડ વા.

---

* દેહરૂપી નાળમાં બે આંખો અને એક વદન રૂપી ત્રણ કમળ.
¶ પતિના વિયોગથી સુલોચનાનુ શરીર ભુખરૂ થવાથી તેને શિવ જાણી કપાળમાં ચંદ્ર ઉગ્યો; એ કંઇ ચાંલ્લો નથી.

ફુટેલ ત્યાંથી અધરોષ્ટ કુંપળી   વસંત દેહે સ્મરની લીલાસ્થળી. ૯
નરી ભુરી ચીબુક મધ્ય તિલડી   સ્મરે શમાવા રતિગર્વ શું જડી,
દશાસ્યના ઉત્તર ક્ષીણ કાળમાં   ઉગી રહ્યો ઉત્તર ધ્રુવ આભમાં. * ૧૦
ઉચી કરે ઉજ્જ્વલ ગૌર ડોકને   નિહાળવા પ્રીતમ આવતો કને,
સુલોચનાના મણિહાર તે સ્થળે   જઈ મળે કુંકુમ સાથિયા તળે. ૧૧
બળી જતાં શંભુતણા પ્રકોપથી   ઉગારવા કિંચિત્ જીવ દાહથી
સમર્થ રક્ષા કરવા ત્રિલોકમાં   નઅન્ય જાણી મતિહીન શોકમાં, ૧૨
ન ઈશનો ઘા અબળા વિષે ઘટે   છુપાય તેથી, પ્રમદા સ્તનો તટે;
તથાપિ ત્યાં માર પડ્યે વિલાસમાં   અનંગ વિશ્રામ કરે સુબાહુમાં. ૧૩
અહીં રહે એ સપનો જરા નહિ   અગમ્ય કન્યા હૃદયે ત્વરા વહી
રુવે રુવે અંતર-વહ્નિને ધરે   ન પ્રાણથી પ્રકૃતિ દૂર સંચરે; ૧૪
શકે ભરાયો જ્વર આણતો અહિ સુલોચનાએ સમજી, નવગ્રહી
મયૂર-પીછાં સમ રંગની ભરી   કરે સજી શું કરવા વ્યથા પરી? ૧૫
અનંગ કાંડે ઉતરે હજી પણ   વધ્યાં ત્રિયામાં ભયને વિમાસણ
વધેરવા તેથી ધર્યાં લઈ પણ   સુદર્શનાકાર કદાચ કંકણ; ૧૬
અછેદ્ય આત્મા પણ છિન્ન આ થયો   ગણી થરેરી મનમાં ઘણો ગયો,
નઅન્ય જાણી સ્થળ ભૂમિ આભમાં   ગયો છુપાઈ લલના નખાગ્રમાં ‖૧૭

---

* હડપચી ઉપર જે ભુરી તિલડી ચળકે છે તે ધ્રુવનો તારો તો નથી ?

‖ કામદેવ શંકરનો અપરાધ કરી, અબળા ઉપર પ્રભુ ઘા નહિ કરે એમ જાણી, સ્ત્રીઓના સ્તનમાં છુપાયો પણ ત્યાં તેને માર પડવાથી તે હાથમાં ગયો પણ તેના જ્વરથી ( કામજ્વરથી ] સ્ત્રીએ નવગ્રહ બાંધ્યુ જેથી એ કામ રૂપી સાપ તેને મયૂર જાણીને સુલોચનાને કાંડે ઉતર્યો ત્યાં પણ સુલોચનાએ તો સુદર્શન જેવાં કંકણ ધારણ કર્યાં તેથી કંઇ રસ્તો ન જડવાથી તે તેના નખમાં ભરાઈ ગયો.

વિલાસિનીની પતિ સંગ પ્રીતડી ક્ષણે ક્ષણે આ સમયે વધી પડી
વિશાળવક્ષસ્થળમધ્યથી છળી   ધરી સ્તનોનું રૂપ બ્હાર નિકળી. ૧૮
સમગ્ર પૃથ્વી શિરતાત ધારતા   શિખેલ તે બાળપણે ઉદારતા
શરીરના નાજુકડા પ્રમાણમાં   શકે ધરે બેગિરિ અગ્ર ભાગમાં¶ ૧૯
ત્રિલોક જિતી લઉ એકલો પણ   વસંતમિત્રે દૃઢ એ લઇ પણ
અનન્ય બેપર્વત શું ઘડયા નવા   શરૌઘ ત્યાંથી મુનિનેય મારવા. ૨૦
સુરારિ છે શું ત્રણ લોકનો મણી   સમર્થ કે કલ્પતરૂતણો ધણી
(તેણે)કરાગ્રથી સ્પર્શ કર્યો પ્રમોદમાં અકાળ આવ્યાં ફળ આમ્રવેલમાં.-૨૧
તુષાર સાથે પણ હેમકૂટની   વૃથા પ્રભા જ્યાં ઠરતી મૃદુસ્તની
ભલે ફરે મૂર્ખ કરી ગુમાનમાં   ન કુંભ આવે સ્તનના પ્રમાણમાં.૨૨
પયોનિધિનું પયશાન્ત આદરે   સ્તનો રૂપી જ્યાં કલહંસ બે ફરે;
ફરે જલાવર્ત જનો ડુબાવવા   સુનિમ્ન કલ્હાર સમાન નાભિ વા.૨૩
વિલાસનું ભવ્ય અને મનોહર   સ્મરે રચ્યું છે વસવાનુ મંદિર;
ચણ્યા તળેથી કુમળા રજોમય   વિચિત્ર પાયા પ્રમદાપદદ્વય. ૨૪
તળે ચર્યા આરસ લાલ કોમળ   જડયું હીરાના કણથી તટસ્થળ
સુવર્ણ ગારે ઉપભૂમિના ભરી   ત્રિલોકનો નાથ શકે ન શું કરી. ૨૫
રમાતનું તેજ અનનુંનીય છે   છવિ છબીલી તણી દર્પણીય છે
ગુલાબિનું અંબરરે મળી લળી   ઝબૂકતી શું નભ મધ્ય વીજળી. ૨૬
અનંગના રંગ નવા જમાવતી   શરીર-વલ્લી ફળથી ફુલાવતી
વિતર્ક-પક્ષીજનને જગાડતી   વસંત આવી જયમ દેહ ધારતી. ૨૭
ચઢાવતી પ્રેમ-પવિત્ર વેગને   ગભીર મ્હાસાગર ભવ્ય નાથને
સમીપ જોતાં ભરજોબને ભરી   ઠરી નદી શું વપુ માનુષી ધરી! ૨૮

---

¶ સુલોચનાના બાપ શેષનાગ આખી પૃથ્વી ઉપાડે છે તે જોઈ તેણે જાણે છાતી ઉપર બે પર્વત ઉપાડયા.

ફરી ઊચો દક્ષિણ બાહુ ટોડલે   અનંત આનંદ દબાવતી બળે
અધીરતાએ દીપતી મૃગેક્ષણી   ઉભી રહી વાટ જુવે ક્ષણે ઘણી. ૨૫
મહોત્સવે ગમ્મત ખાનપાનની   કરે તયારી લલના વિરાગની
લિધું અટોપી સહુકામ સત્વર   પતિવ્રતા શું નકરે મળ્યે વર. ૩૦
મહાન ચિંતા પણ તે જતી રહી   વિટંબના નામ હવે રહી નહિ;
ઉડી ગયું દીનપણું જરે જર   રહ્યો સતીને પતિ વિરહનો જ્વર. ૩૧
ક્ષણે ક્ષણે વેગ સમાન વાધતી   નવા નવા રંગ તરંગ ધારતી–
સુલોચનાની પૂરી હાંસ પાડવા   ગૃહેશ ચાલ્યો ગૃહિણી લડાવવા. ૩૨
દિઠોપતિ સન્મુખ પાસ આવતો   અધીરણીનુ ગયું સર્વ ધૈર્ય ત્યાં
રહ્યું ન હાથે મન હાથ વેંતમાં   કુદી પડી નાથતણા કરામ્બુજમાં. ૩૩
કુશાગ્રબુદ્ધિ જન તર્ક છોકરે   તથાપિ પૂરી મન વાત ના ધરે
અપૂર્વ આ દંપતીના પ્રમોદની;   અનુભવે સિદ્ધ કસોટિ પ્રેમની. ૩૪
દિગંતમાં ધર્મરિપુતણો જય   રણાઙ્ગણે દેવરિપુ તણો જય
ત્રિયા-મને શોકરિપુ તણો જય   થયો ગૃહે ઈપરિપુ તણો જય. ૩૫
પતિ પ્રિયાનાં સમ સ્નેહ ને વય   કરાવતાં ચુંબન ગાઢ નિર્દય;
વદી શકે બોલ ન ચિત્ર આદ્રય   શકે થયાં ગોગ સમાધિમાં લય. ૩૬
શિથિલ વેણી સહુ ગાત્ર નિર્બળ   પ્રસકત ધારાસરહર્ષનાં જળ
વહ્યાં ઘણાં સ્નેહ સમુદ્ર વાધતાં   ટગુમગુ જોઈ રહે દબાવતાં. ૩૭.
હતી કરેલી પ્રિય વસ્તુ જે સ્મરે   ન એક તોએ રસિલાં અહીં ઠરે
સહર્ષ બે પ્રેમસમુદ્રમાં તરે;   ખરી રતિમાં ઉપચાર શું કરે. ૩૮
ઉપાઙ્ગમાં લાજ બધી કરીપરી   વિલીન નારાયણ સાથળે પરી
થઇ રહી તેમ વિવેકને તજી   ન મીતિ લજ્જા ક્ષણ વારરે' સજી.૩૯
નિરાશ આશાફળથી યદાફળી   સમૂળ ચિંતાવિષવલ્લિ જ્યાં બળી
વિચિકત્સ સ્થાનેનવરાશજ્યાંમળી   સતી તણી પ્રીતિ રહે ન ત્યાં ખળી.૪૦
લઈજઈ સુંદર દિવ્ય ગોખમાં   બરાઈ પક્ષીસમ કંથ કુખમાં

ક્ષણેક્ષણે મર્મ પુછે મનોહરા  કરે અવિચ્છિન્ન અખંડ શર્બરા. ૪૧
સકોમળી કોમળ હાથ ફેરવી  સંવાહ્ય માટે કરી પૂર્ણ પેરવી,
ઘસીઘસી અમૃત સર્વ ગાત્રમાં  મિઠાં ધરે ઔષધતોય પાત્રમાં. ૪૨
ક્ષતેક્ષતો બારિક દૃષ્ટિથી જુવે  કરામ્બુજે ફરતર રક્તને ધુવે
મહાન ચિંતા ધરતી સુલોચની  કદાચ દુઃખાય ત્રિલોકનો ધણી. ૪૩
કરે ચતુરા ચતુરાઇથી પટી  પડી ન ત્યાં સેવક વૈદ્ય ઓપટી
ફુંકે રુડા પલ્લવઓઠથી પ્રિય.;  સતી પતિ અર્થ કરે બધી ક્રિયા. ૪૪
યદા ઊંડોઘા નિરખું નિતંબિની  વધે તદા કંપ અને ભયધ્વનિ
પરંતુ ત્યાં મંદ સમીર ઢોળતી  અવા નવા દિવ્ય વિલેપ ચોળતી. ૪૫
ઉતારવા સત્વર યુદ્ધથાકને  સુગાઢ આલિંગન દેઇ નાથને
રમાડવા રંગ રુડા જમાવતી  ગિરા વદી મિષ્ટ રુજા શમાવતી. ૪૬
ધુપેલને સકટ મોગરેલથી  બરાસ જેવા ઉપચારથી મથી
સુવર્ણપાટે પધરાવતી પતિ  સુરારિને સ્નાન કરાવતી સતી. ૪૭
દુકૂલથી સુંદર દેહ સાચવી  રુમાલથી નૌતમ અંગ જાળવી
જલાર્દ્ર લુછે વપુ શેષ બાળિકા  વિપત્તિકાળે સુખની પ્રનાળિકા, ૪૮
સજાવતી માલ દુશાલ એવડી  સમીપ એ રત્ન જડિત પાવડી
રમા ધરી દક્ષિણ હાથ ઝાલતી  વિવાહપાટે પતિ શું ચઢાવતી? ૪૯
પદ્માબ્જથી રંજિત દિવ્ય ચોકમાં  હરીજઇ જેમ પરી સમુદ્રમાં
સ્ફટિકમાંથી પ્રતિબિંબ નાથનુ  જુવે જડેલું નિજ સાથ સુંતનુ. ૫૦
ડગેડગે હર્ષ અતોલ વાધતાં  જરા રહ્યું છે હૃદયાબ્જ ફાટતાં;
પ્રફુલ્લ કે પંકજ ચંદ્ર કે મુખ!  અહો! કળાએ ક્યમ આજનું સુખ! ૫૧
વિયોગ કાળે નિકળી ગઇ કુશ  ક્રિયાપ્રિયા તેમ કરે નિરંકુશ;
વદે હશી લુબ્ધ થએલ લાડમાં  શકે રમે છે ચપળા અષાડમાં. ૫૨
ગુલાબને કેતકિ પારિજાતનાં  સુપુષ્પ ચંપા બટમોગરા તણાં
રચ્યાં રુડાં તોરણ બા'ર બારણે  વધાવવા રાવણ પુત્ર મારણે. ૫૩

શ્રીકુંકુમણે અક્ષતથી વધાવતાં   અનંગનાં બાણુ શિરે ચઢાવતાં
અહિ-સુતાએ ઝડપીલઇ પતિ   જડી દિધો શું રતનકીલથી અતિ!૫૪
અવાં નવાં ભોજન ભવ્ય ભામિની   ક્ષુધા શમાવા સ્મર તુલ્ય સ્વામિની
રસોઇઆ પાસ કરાવતી ચટે   સતીપતિને અરથે ભરી મટે.   ૫૫
સુવર્ણના થાળભરી કૃશોદરી   સુવર્ણઝારી જળની રહીભરી
જમાડતી વસ્તુ બધી ઝિણુવિણુ   શશાઙ્કને જેમ વિશુદ્ધ રોહિણી. ૫૬
" લગારખ્યોછેસમ નાથ આપને   નહિંનડે મ્હેનત છે પડી મને "
વદી વદી એમ કરે ઘણી હઠ   ગળિત થાએ સુર સંત કે શઠ. ૫૭
કરે પ્રિયા કૌતક રમ્ય નૂતન   હસી હસાવી પતિનું હરે મન
જુવે જ કોડે ફુટડો જમી પતિ   મદા સુધાનો ઘુંટડો ભરાવતી.   ૫૮
અનેક રીતે પતિ તૃપ્તિમાં ધરી   મુખામ્બુજેતાંબુલ આપતાં ઠરી;
ન હાવ કે ભાવ થકી રહે પરી   સુધન્ય જેને ઘર સ્નિગ્ધ સુંદરી ૫૯
પછી ગિતાહાર કરી મૃગેક્ષણી   ઉમંગથી લે શયન ગૃહે ધણી;
વિકાસ પામી ભમણી આહીંસતી;   મહાપ્રભા યોગ્ય સ્થળે થતી છતી,૬૦
મણી-પ્રદીપો રમણીય આયના   મુકે મહારાજતણીય આયના.
સ્થળેસ્થળે તે લટકી રહ્યાઘણા   ન કામ-ઉત્તેજનમાં રહી મણા. ૬૧
સુવર્ણનો નંગ જડિત ઉજ્જ્વલ   પલંગ હાથીસમ શો અનર્ગલ?
તળાઇમાં રેશમ ફૂમકુ તુલ   હીરા અને માણકની કરી ઝુલ.   ૬૨
રચી રુડી ચાદર માલતી અને   ગુલાબને પંકજ આદિ સુમને;
બકુલ મુક્તાસમ રમ્ય ગુંથતાં   રચેલછે મચ્છરદાની-જાળ ત્યાં. ૬૩
કરાવતી ચુંબન હાંસનીભરી   શરીર પછી પતિ-બાહુમાં ધરી
વિચિત્ર ચેષ્ટા કરતી મૃગેક્ષણી   નિરંકુશા શું મભુપાસ રૂકિમણી? ૬૪

## દ્રુતવિલંબિત વૃત્ત.

હૃદય વલ્લભ પ્રીતમ સંગમાં   સુરત ગમ્મત થાય ઉમંગમાં

ગજગારદંપતી બેય અનંગમાં ગત થયો બહુ કાળ સુરંગમાં. ૬૫
પ્રથમની વ્યથ તે ગઈ નિઃસરી વિરહ દુઃખ ગયું સરતે સરી
જય કરી રમતો પતિ કેસરી નિરખી સિંહણરે' કયમ પાંશરી. ૬૬
નયન, કેશ, અને સ્તન, ગાલને ઝઘન, નાભિ, તથા અધગેષ્ટને,
શરીર યષ્ટિ અને મુખ, ભોગવે અસુર શેષ-સુના-રસથી દ્રવે; ૬૭
કમલ કેસર આમ્ર ગુલાબને કદલી, શિરીષ પલ્લવ સારને,
લલિતચંપકકામવસંતિકા અગર લેઈ લુટેસ્મરવાટિકા. ૬૮

સર્ગ ૧૪ મો સંપૂર્ણ.



સર્ગ ૧૫ મો.

અશોક તથા ઋતુ વર્ણન.

## -દ્રુતવિલંબિતવૃત્ત.

નવીન કોટ અશોક તણો કર્યો પથ પયોચ્યુતમંજરથી ભર્યો,
શુભ વિંટાઈ લતા નવ માધવી; પતિ વિના ઠરશે નહિ સાધવી. ૧
મદન-દુંદુભિને વજડાવતી શકુન કોયલ શબ્દ રટે અતિ,
રહિત-રૂપ હરે પણ ચિત્તને વચન મિષ્ટ કરે વશ લોકને. ૨
ભ્રમરવૃંદ કરી મધુ-પાનને ગણુણુ આચરતા મૃદુગાનને,
પથિકને પણ સ્વાગત આપતા શુભ સમાગમ સૌખ્ય બતાવતા. ૩
મકરકેતુ તણા શરની શકે પણછ રમ્ય થઇ મકળાય કે,
ભ્રમરગર્વ અખંડિત સ્ત્રીતણો હરી નિરંકુશ શોર કરે ઘણો. ૪
પ્રથુ કદંબ ઉગ્યાં ઇહને તહીં બકુલહાર રુડી વચમાં રહી,
શુખડ સારસ હંસ હરે ફરે રમત ખંજન ભીતિ વિના કરે. ૫

કપિ પ્રિયાગણુમાં હરખેમળ્યા મયૂર નૃત્ય કરી કરતા કળા,
સ્ફુટ વદે પણ પોપટ પોપટી હૃદય શોક જતો જનનો સઘી. ૬
ઝર્ઝરી રહી ચહુ પાસ ઝીલોતરી હરણુ બાળ જતાં સઘળી ચરી,
વિમલ હંસ સમૂહ અહીંયરે અભયથી રમતાં ફરતાં ફરે. ૭
સરસ કાચ સમાન સુદીર્ઘિકા ક્ષીર સમુદ્ર તથાપિ પડે ફિકા,
શશિ-દિવા કર-કાન્ત બધે જડ્યા સ્ફટિક આરસ તો અમથા પડ્યા. ૮
જળ વિષે જળપંકજ બ્હેકતાં સ્થળગુલાબ તટે પણ લ્હેકતાં,
બહુલચ્યાં લુમખાં નીલ-દ્રાક્ષનાં કુમુદ તો ફળ વક્ર કટાક્ષનાં. ૯
જુઈ મનોહર જાવલ ફાલતી ખરુ ધરે નવ જોબન માલતી,
દઇ સુગંધ ઘણો ગુલદાવદી વિવિધ રંગ ધરી વચમાં ખડી. ૧૦
અનુપ કેસર ચંદન વૃક્ષને શીતળતા અરપે બહુ ચક્ષને,
ઈહ રહી પ્રભુની સરવે લીલા વરણવ્યે વિધિ શેષ થશે ઢીલા. ૧૧
નિપુણતા મમતા મસ વાપરી જયમ મયે જળ જંત્ર કર્યાં કરી, *
શિરીષ પુષ્પ વળી વિખરી રહ્યાં રતિ ગુણી હરતાં મદનાં ભર્યાં. ૧૨
કઠિણતા પથની પગને નડે સમજી પલ્લવ શું પથમાં પડે.
રવિ થકી લગિરે ન થવા પીડા તરુ મળી કરતાં ઘન છાંયડા. ૧૩
કુસુમવૃષ્ટિ અનાહત થાય છે સુર થકી કદિ હોમ અપાય છે,
શિવ વિયોગિનને સમજો તો કુસુમબન્ધન કે શર મારતો. ૧૪
બહિર અંતરિયાલ રમે લતા, નવલ મંડપ અદર ખૂલતા
બહુ રચ્યા તરુની કરતાં ઘટા રસિકને મળતા અનુકૂળતા. ૧૫
સ્મરશિલાપર પુષ્પપથારિયે છટ ભરી મખિ શાળી હજારીએ,
ઉશિરનું પણ પંજર રોપતાં મદનને જનશું ઈક રોકતાં. ૧૬
ગિરિ નદી વન કૃત્રિમછે રચ્યાં તરુ તમાલ બદામ ઘણાં લચ્યાં,

---

* હાથી.

સુરતરુંજરુ વેતસની ગલી અહિ સમી હિમમંદિરને મળી.૧૭
કુસુમના હિંચકા ચક વિંજણા કુસુમ હાર રુડા પ્રમદા તણા,
કુસુમકંચુક વસ્ત્ર ઘણાં પડ્યાં કુસુમનાચય કોમળ ગોદડાં. ૧૮
શીતલતા તલપી હદને જતી અચલતા ચલ ઇન્દ્રિયની થતી,
વિજનતા જનને ન કરે છતા સુઘડતા ઘડતી જ્યમ સ્વચ્છતા. ૧૯
સમિર મંદ, સુગંધિત પુષ્પ ને શીતલ શીકર શાન્તિ કરે વને,
સુર અશોક અશોક સદા સ્મરે નવ રચી રચના રસિકે સ્મરે. ૨૦
સગિર ખાંપણ ખોડ રહી નથી સગિર મ્હેલ રચ્યો વચમાં મથી,
નવલ કુંદનની ઇંટથી ચણ્યો ઝગઝગાટ હીરા કણથી બન્યો. ૨૧
મણિ-પ્રદીપ બળે પણ આંગણે શિશિર કાળ અકાળ ગુણી ગણે,
જડિત તોરણ તો લટકી રહ્યું તિમિરનાશક સો શશિનું કર્યું. ૨૨
ભરતથી દ્વય સાખ રુડી ભરી ઉમરની ભૂમિ માણકથી ભરી,
કનક રૂપ્યતણાં દ્વય બારણાં વિપુલ કોતરકામ ભર્યાં ઘણાં. ૨૩
રતિ વિલાસ ભિંતે ચિતર્યાઘણા મનવિકાર વધે નિરખી ઘણા,
છટ વિષે પ્રતિબિંબ જણાય છે કુસુમ મીશ્રિત વા મસ વાય છે. ૨૪
સુખડની ભભકે અધિરોહિણી કનક સ્થંભ હીરાકણથી બણી,
વસન વાન વધૂ જ્યમ વાળતી મદન માનિનીની માન મટાડતી. ૨૫
નિસરતા ઝરૂખા મસ બારણે લટકતા નભમાં વણ ધારણે,
દૃગ અલૌકિક ગોખ સદા હરે અકથ રાગ વિરાગ વિષે કરે. ૨૬
કનકવા નભ મધ્ય તરાવવા નયન વા રતિ મધ્ય તરાવવા,
શરદમાં સ્મરમંત્ર ઉપાસવા ઇક અલિંદ રચી નવ વાહવા!૨૭
ફુલ ચઢાઇ ચઢી કંઇ વેલડી ઘટ ઘટા કરતી નૃત છેલડી,
ફડફડે મકર ધ્વજની ધજા ભવન મધ્ય રહી જનકાત્મજા. ૨૮
અતિ પવિત્ર સુકર્મ કર્યું હશે તપ મહા ચિરકાળ ધર્યું હશે,

અનુભવે કૂલમાં સુખના ઝરા  જરૂર ધન્ય તને ઇહની ધરા. ૨૯
અગરૂ વૈભવ આ ત્રણુ લોકનો  નવ ધરે, વસતાજહિં દુર્જનો,
પતિતપાવન રાષ્ટ્ર સુંદરી,  ખટ ઋતુ પણુ નિત્ય રહે ઠરી. ૩૦
વિરહનેકરવી રવિ રાખતી  સકલ વસ્તુ જલે ન્હવરાવતી,
પય ધરે પય સાથ પયોધરે *  ઋતુ રમે વરષા જમણે કરે. ૩૧
જવ ઝમે પતિ સ્નેહ ઊમંગમાં  રતિ રમી ધન શ્યામ–ઉછંગમાં,
ચમકતી ચપળા સતીને હસે;  સરવ પાકુ પક્ષા પર મારશે. ૩૨
તરુણકાળ અકાળ ચઢ્યો અતિ  નિરબાધ પતિ કાજ ત્વરા વધી,
શરમને અપગા તજ છોડતી  અભિસરી પથ પુષ્કળ કાપતી. ૩૩
વિરહથી તપતી ધરતી વહુ  ઉપર પાત કરી રસનો બહુ,
યુવતિ ગર્ભ ભરાલસમાં ધરી  ગગનનાથ પ્રજન કરતો નરી. ૩૪
સતત પંડ મયૂર જણાય છે  તદપિ આ ઋતુમાં ઉમલાય છે,
વિષય–વર્ષણ કે જળ–વર્ષણ  સહચરી વિણ છે દુર મર્ષણ. ૩૫
મુકુટ શીતળ શ્વેત શિરે ધરી  કવચ શ્યામ રહ્યું વચમાં ઠરી,
કટિ નીલામ્બરથી શણગારતો  નગ પગે પ્રમદા–કચ ઝાલતો. § ૩૬
મહીં અલિંદ, ત્રિયા, કરતીછતી  રસિત રુપ્ય મણી, નવનીતથી,
રસ ઊંચો તનને મનનો કરી  શરદ ઉત્તરમાં ઝળકી રહી. ૩૭
શુભ મુહૂર્ત ગણી શુદ પૂર્ણિમા  સુરપતિ વરસે રસ વારિમાં,
ઉલટથી છીપ ઊછળતી ધરે  પ્રસવ મૌક્તિકનો હરખે કરે. ૩૮
તનય ષોડશ પૂર્ણ કળા ધરી  નિજ ચરાચર રાજ્ય રહ્યો કરી,
નિરખતાં ઉદધિ છલક્યોઘણો;  સુખદ નિત્ય મહોદય પુત્રનો. ૩૯
તદપિનાવતણી બહુ વેદના  મન પ્રશાન્ત ધરી કરતો ફના,

---

* સ્તનમાં દૂધ ધરીને (સ્ત્રીઓને ગર્ભવતીકરીને)વાદળાંમાં પાણીધરેછે.

§ પર્વત જાણુ નદી રૂપી સખીનો ચોટલો ઝાલતો હોય.

સહુના શીલ મહાન જનો સદા, ઉપકૃતિ કરતા સહી આપદા. ૪૦
અતિશ પિત્ત અને મદન જ્વર પ્રસરતો સહુ ઘેર નિશાકર,
વર વધૂ વ્યથ ઔષધમાં ધરે ઝટ પરસ્પર આધીનતા કરે.+ ૪૧
જ્વલિત વહ્નિ પ્રશાન્તપમાડતી તપન તાપ પ્રતાપ દબાવતી,
મદન વહ્નિ શિખા નખથી ચઢે શિશિર પાછળ પાછળથી પડે. ૪૨
હૃદય–વહ્નિ અને તન ટાઢને શમવવા નિશમાં સ્મરરાંડને,
સકલ દંપતી સોડ થકી રમે દિનમણી સમજી ઝટ આથમે. ૪૩
શીતલતા સરી જાય રેવે રુવે ઉદર મધ્ય ક્ષુધા ગિન જો હવે,
સરવ અંગ વિષે સ્ફુરતી ફરે મગજમાં પણ બુદ્ધિ જઈ ઠરે. ૪૪
ઉદક કૂપ તણું વડની ઘટા, ઘુમટ મંદિરના, પ્રમદાલતા,
શિશિરમાં પણ હુંફ ઘણી ભરે; સમય શોભિત ભાવ કૃતી ધરે. ૪૫
રસિકમાં રસ પુષ્કળ આપતો તરુ વિષે ભર જોબન આણતો,
શિખવતો પશુને સ્મર-સારદા મધુર માધવ* સન્મુખ રે' સદા. ૪૬
કુસુમ–સાયક પંચ ખડાં કરી સુખ બધાં વિરહી જનનાં હરી,
ઋષિ તણાં પણ અંતર બાળતો સુહૃદ ધર્મ વસંત કરે છતો. ૪૭
મલય–મારુત ભૂપર મોકલી કુસુમની કરતાં કલિએ કલી,
પ્રણયની, વનને, કરતો ખગી સુરતની સરિતા અહિં શું ખગી. ૪૮
નયન ચંચળ ઘેન થકી ભરી ચપલ પાદશું મંદ ગતિ ધરી,
હૃદયમાં રતિ, ચેલતને ઘન, મૃગ વધૂ, વહુ સાથ ઘસે તન. ૪૯
મદ–પ્રમત્ત પ્રફુલ્લ રહે ઘણો મધુ–વધૂ–મદથી ભ્રમણો બન્યો,
ગજ નિરંકુશ વપ્રક્રિયા રમે તદપિ સ્ત્રીજનને જળમાં નમે. ૫૦

---

+ પત્તિજ્વરના ઔષધ માટે લોલંબારજ કેહે છે કે તે અધર રસથી મટે છે
* વસંત ઋતુ

ભ્રમર, કોકિલ, ચાતક, આનકે   યુવતિ સન્મુખ ધાય, રમે, બકે,=
તરુ તથાપિ ભજે તરુણીલતા;   ઘટિત કામુકને પરવશ્યતા. ૫૧
મધુ નિવાસિત લંકપુરી વિષે   પવન દક્ષિણ પ્રેમ ધરી ધસે,
તુરગ સપ્ત પ્રયાણ ખડી ગયું   અયન ઉત્તરમાં રવિનું થયું.† ૫૨
કુસુમ ચંપકનાં તરુકંપથી   ડગરમાં ગરતાં જ્યમ સંપથી,
અનલવૃષ્ટિ થતી સ્મર બાળવા   કનક કેતન કે મધુ મ્હાલવા.* ૫૩
અતુલ રૂપ સુગંધ સુરંગને   મહત આવરદા ધરતાં તને,
[તદપિ]ભ્રમરચંપકપાસનઆવતા;   ગુણ પરીક્ષકમૂર્ખનથીહતા. ૫૪
સુમનના હિંચકા લટકીરહ્યા   જઘન ભાર થકી નખરી ગયા,
ન કરમાય તથાપિ રહે હસી   કુસુમની લલનાપર પ્રીતશી. ૫૫
અગર કર્પૂર ચંદન કેસર   અબિરને અલતા ધરતા નર,
સ્થલ ગુલાબ ગુલાલ દિશાભરે   જગત ઉચ્છવ ડોળતણોકરે. ૫૬
કુસુમ સાંકળમાં ચકલાં ઠરે   ગૃહ શકુન્ત કડાં હૃદયમાં કરે,
મધુ-હિંડોર સબંધ દિસે કશો?   અતુલ પક્ષિ તણો પણ પ્રેમશો?૫૭
વદન નંદન જ્યાંસ્મિત માલતી,   ભ્રમર ભમ્મર કેશ લતા થતી,
અધર પલ્લવ પોપટ નાસિકા,   લલિત કર્ણ મનોહર કણિકા,૫૮
રદન કુંદ સરોરુહ લોચન,   બકુલ સ્વેદ ગુલાબ હનુ ધન

= આ સમયે પ્રિયા સામે ભ્રમર ધાય છે, કોકિલ રમે છે અને ચાતક બકે છે.

† પવન દક્ષિણ દિશાએથી લંકામાં ધસે છે તેથીજ સૂર્ય નારાયણે દક્ષિણમાં જવું બંધકરી ઉત્તરાયન કર્યું હશે.

* ચપાનાં ફુલ ગરતાં હતાં તે કામને બાળવા અગ્નિ કે વસંતને મ્હાલવા હવેલી છે?

સહિત ચંપક દેહ ઘણો ખજે, તરુણ થાય વસંત પળે પળે.¶ ૫૯
ફુલ–પરાગ ઉડી ઢગલા થતા ભ્રમર ત્યાં મધુ સિંચન માંડતા,
મદનનો થઇ માધવ કે કરી શયન કાળ રહ્યો મદ શું ભરી. ૬૦
કચ લલાટ મણી તનગૌરને અહિ શશાઙ્ક હલાહલ ભસ્મને,
સમજતાં, કૃષતા પણ જોઈને યુવતિને શિવ ચિત્ત પ્રમાણિને, ૬૧
બકુલ સૈનિકહાર કરી ઉભી ભ્રમર ચારણ, કોયલ દુંદુભી,
ચ્યુત અશોક પટાવત વીરને કમલ હંસ જય ધ્વજ જ્યાં બને,* ૬૨
કુસુમ સાયક તીવ્ર લઈ અડયો કુસુમધન્વન ચૈત્ર રથે ચઢયો,
નિરપરાધ છતાં હણવા જવે; અરર ક્રોધ વિવેક ન સાચવે. ૬૩
મુખ બીભત્સ ધરી તન બાળતો તદપિ અંતરથી જળ કાઢતો,
ઇહ ફરે પણ કોઈ ન સંગ્રહે હૃદયમાં તવ ગ્રીષ્મ બળી રહે. ૬૪
રહિત નાથ અને અબળા સતી જડિત પંજરમાં બહુ ઝુરતી.
તદપિ ગ્રીષ્મ વધૂ તન પર્જળે સતત દુષ્ટ અનાથ જનો દળે. ૬૫

તપ કરી ઠગતાં નૃપ નંદન
કપટથી છળતાં રઘુ નંદન
લઇ લુટી સુરનું વન નંદન
વન અશોક કર્યું જગ–નંદન ૬૬

---

¶ મુખ રૂપી ઇન્દનુ નંદન વન છે જ્યાં મોમરા રૂપી હાસ્ય છે ઇત્યાદિ તે સહિત દેહ ઘણો શોભે છે જેનો એવો વસંત પળે પળે જવાન થાય છે એટલે ખાલે છે.

* સ્ત્રીના ચોટલાને સાપ કપાળને ચંન્દ, મણિને ઝેર, ગોરા શરીરને ભસ્મ ગણીને તથા તેની કૃષતા જોઇને સ્ત્રીને મહાદેવ જાણી કામદેવ બકુલ રૂપી શીપાઇ ઇત્યાદિ તે લેઈને અપરાધન છતાં સ્ત્રી ઉપર લડાઈ કરવા વસંત રૂપી રથે ચઢયો.

## દોહેરા.

સહુ શોભાના સારનો અત્ર મળ્યો સમુદાય
વૈદેહી પણ આ સમે વૈદેહી થઈ જાય. ૬૭
સવા લાખ મણ દૂધમાં ઝેર રુપૈયા ભાર,
મળતાં નિજ ગુણને તજી દૂધ હરે જીવ સાર. ૬૮
ખાવા પીવા મ્હાલવા સુખ સીમાનો અંત,
તે સ્ત્રીને શાકામનું પાસ યદા નહિ કંત. ૬૯
નવલ મનોહર નાવથી ભવસાગર તરી જાય
પ્રમદા પણ તેના વિના બળતી ડુબકાં ખાય. ૭૦
કુસુમ, રમણની સ્હોડમાં સુખદે જ્યમ નિર્વાણ,
વજ્ર સમાં વિરહે દમે બની કામનાં બાણ. ૭૧
લંકા જેવા નગરમાં અશોક જેવો બાગ,
સીતા જેવી સુંદરી રતિ રમવાના લાગ, ૭૨
તો પણ પતિના વિરહનો અંતર વળગ્યો કીટ,
રક્ત સર્વ ચૂસી જઇ સીત બનાવે સીત. ૭૩

સર્ગ ૧૫ મો સંપુર્ણ.



## સર્ગ ૧૬ મો.

### વિરહવર્ણન.

### -દ્રુતવિલંબિવૃત્ત.

કૃશ શરીર અને મુખ ભૂખરૂં વિરહ-દુઃખ નડ્યું જ્યમ પાધરૂં,

સંગ નિવાસ થયો નહિ કંથનો    વન વિષે પણ અદ્ભુત બંધનો. ૧
મૃગ સુવર્ણ તણો રળિયામણો    નિરખતાં સતીનો લોભ વધ્યો ઘણો,
મન કરે હર્યું કંચુક પ્હેરવા;    ઝટ પ્રમોદ હરે શમતા દયા. ૨
શરદપૂનમચંદ્ર ભરે દિશા    દિવસ તો પણ થાય નહિ નિશા
જનક રામ સમાગમમાં ફરી    તદપિ સીત સતી અબળા ખરી. ૩
વશ થઇ મનના ભ્રમને ઘણી    હરિણ પક્ષ પરાયણ માનિની,
હઠ લઇ વિનવે પતિને સતી    મન વિકારથકી બગડે મતિ. ૪
સહચરી દૃઢ દીર્ઘ પ્રયાણની    પતિવ્રતા પ્રિયને મૃદુભાષણી,
કરગરી વિનતી અવળી કરે    વિભુ ભલે પણ તે ઉરમાં ધરે. ૫
અસુર કે સુર કે યમ લોકમાં    જન ફણીધરના પણ વર્ગમાં,
નવ જડયો જન જે પ્રમદા તણો    વચનરોધ કરી નહિ ગંચણ્યો. ૬
સુરજવંશ અને રઘુ કુળમાં    પુનિત ભારત કોશળ દેશમાં,
અવધમાં જનમી રઘુનાયક    નવ કરે અતડાં વહુ–વાયક. ૭
લઈ ધનુષ્ય પરાક્રમથી વરી    જનકની દુહિતા જગની પરી,
અલગજાગૃત સ્વપ્ન શુષુપ્તિમાં    રઘુ કુમાર કરે નહિ ભૂલમાં; ૮
તદપિ નીતિ વિવેક ક્ષણે હરી    વશ થતાં મતિ કર્મ દશા ફરી,
મપ અનર્થ થયો ક્ષણ વારમાં    હરણ જાનકીનું થયુ રાનમાં. ૯
યુવતિકારણ શોધ ઘણો કરે    ફૂલ જમી કપિ સાથ વને ફરે,
'મમપ્રિયેસતિહો!સખિહે!પ્રિયે'    જલપતાં મુકતા, મતિપાનીએ. ૧૦
જનકની તનયા પણ બાપડી    અતિ કઠોર નૃશંસકરે પડી,
અહર રાત તપે વિરહાગ્નિથી;    નહિ વિખૂટી રહે વહુ નાથથી. ૧૧
શિયળ સત્ય સમૂળ ચળાવવા    વિકૃતિ વેળથી ચિત્ત પલાળવા,
વિષયવર્ધક વસ્તુ અહી ઘડી    સતી ગણે સહુ કાજળ કોટડી. ૧૨
પતિ તણી કૃતિ પ્રીત ઘડીઘડી    સ્મરણ થાય પછી પડતી રડી,

બહુ થતાં પરિતાપ દયામણી  અધીરણી તવ થાય દયામણી. ૧૩
સતત રામ છબિ મનમાં હતી  અડકવા વલખાં મસ મારતી,
ભય થકી જવ જોગણ જાગતી  ખબર કંથ તણી પુછતી હતી. ૧૪
દિવસને યુગ તુલ્ય ત્રિયા ગણે  ફિકર રાત વિષે ઊંઘને હણે,
જગત જીર્ણ અરણ્યજણાય છે  યુવતિનું મન વ્યાકુલ થાય છે. ૧૫
કુસુમની ન સહે કુંમળી કળી  વન વિષે પતિ સાથ પગે પળી,
પણ સમાગમ કાળ વહ્યો ગયો  કરમયોગ વિયોગ કરી ગયો. ૧૬
હૃદયમાં શર તિક્ષણ વાગતાં  નવ ડરે કરથી શિર ભાગતાં,
અપ કૃતિ અબળા હઠમાં કરે  પણ પછી વ્યથના જળમાં તરે. ૧૭
મુખશિરોમણિ-રામ સતી જપે  પરિ જનો પણ કુત્સિત આલપે,
બહુ બીભત્સ કુચેષ્ટિતથી ધપે  સહનશીલનુ રક્ત ઘણું તપે. ૧૮
કુટિલ જારી વિજ્નરી કરે દૂતી  છબિ ચતુર્ભુજ ગ્રામ્ય ધરે છુટી,
પજવતી હસતાં કહી કેટલુ  મરણ આ થકી તો સતીને ભલુ. ૧૯
રમણનો વિરહાગ્નિ તને જવગે  હૃદયમાં પરિતાપ ઘણો બગે,
મન ભવિષ્ય-વિમાસણ પર્જળે  તદપિ જીવ ન દેહ તજી પળે. ૨૦
વરસમાગમ મોક્ષ સમો ધરે  યુવતિ આશ નિરાશ વિષે કરે,
જવલિત થાય ટકેપણ સ્નેહથી  જગત આશ વિના ટકતું નથી. ૨૧
તનય વૃદ્ધપણે ગત થાય છે  પતિ ગયે ભર જોબન જાય છે,
ધન ત્રિયા યશ ધામ લુટાય છે  તદપિ આશ અગોચર વ્હાય છે. ૨૨
ભય થકી ડરતી નહિ એ જરા  વ્યંગ થકી હઠતી ન મનોહરા,
લગિર લાલચથી લલચાય ના  નહિ મુકાય સ્મરે પણ આયના. * ૨૩

---

* મહાદેવ આગળ આયના તજીને કામે બાણ માર્યાં હતાં પણ સીતાજી આગળ તેમ થતું નથી.

દિવસ એમ કરે ગત કામિની ગતિ વિહીન બની ગજ ગામિની,
હૃદય શૂન્ય બન્યું અલબેલિનુ સરવ ભાન ગયું વર ઘેલીનુ. • ૨૪
જળવિના નહિ મત્સ્ય જરા રહે વિરહ દુ:ખ ન સારસડાં સહે,
કુમુદ ચંદ્ર વિના કરમાય છે ત્યમ સતી પતિ વીણ દુભાય છે. ૨૫
અશનપાન વિમાન સ્હવાણુને શયન પે'રણુ ગાન ન્હવાણુને,
હરખ શોક વિકાર ન એ સજે; સતત દુ:ખિતને જડતા ભજે. ૨૬
પદ તળે અઝતો ન વિરાજતો, રસિકનૂપુર શબ્દ ન ગાજતો;
કટિ વિષે ન મનોહર મેખલા, શશિ અમાસ તણી ધરતી કળા. ૨૭
રહિત–વેસર નૌતમ નાસિકા રહિતઝાલર કર્ણ દિસે ફિકા,
સુમનચંદક છે નહિ ભાલમાં તિલડી કે ટપકી નહિ ગાલમાં. ૨૮
જનમથી બહુ અંજન આંજતાં ગુણુ અને રૂપની ધરી શ્યામતા,
તદપિ શોક સમુદ્ર તણાં જળ નયનને કરતાં ઝટ નિર્મળ. ૨૯
અધર પલ્લવ તો કરમાય છે શરીર ચંપક છોડ સુકાય છે,
સ્તન ગુલાબ ખરે મુખ-માલતી જરુરનૂતન આ ઋતુ મ્હાલતી. ૩૦
નવ ધુપેલ ચઢ્યું સતી ચોટલે અનુપ મૌક્તિક માળ નથી ગળે,
કર અકેક સુહાગણ બંગડી વિરહિણી શણગાર વિના છડી. ૩૧
શિયળ શાન્તિ ઉદાસિનતા મને, ધવલતા કૃશ અંગ જટા તને,
શિવ સમાન ધરે સતી સંયમ પણ ત્રિવેણી કરે નહિ સંગમ.* ૩૨
હૃદયનો શણગાર જતાં અરે બહિરના શણગાર કશું કરે?
નવલ નાવલ જો નહિ અંકમાં નવલ રૂપ પછી પડ્યું પંકમાં. ૩૩
યુવતિ અંતર શોક થકી ભર્યું મન તજી તનને પરમાં હર્યું,

* સીતાજીમાં મહાદેવ જેવું સર્વ છે પણ ત્રિવેણીનો સંગમ થતો નથી એટલે ચોટલો નથી હોળ્યો.

સમજતાં થઈ ઊંચ વદાય શું? અતુલ વ્હાલ પરાધીનમાં કશું?.‡ ૩૪
દિવસરાત સખી વસમાં ગણે મુખ થકી રઘુનંદનને ભણે,
ગઢ હવાતળમાં પળમાં ચણે સહુ વિચાર રહે વણ ધારણે. ૩૫
તરુ અને પશુ પક્ષિ નિહાળતાં પતિ સમાન ક્રિયા રૂપ ભાળતાં,
ક્ષણિક હાસ્ય કરી ક્ષણમાં રુવે યુવતિ ક્ષુધિત દીન બની જુવે. ૩૬
કદિ અનર્થ થયો પતિને હશે સમજતાં કર ઓઠ ત્રિયા ડસે,
જડ થકી પતિ ભાળ કઢાવતી નવ મળ્યે કર ભાલ પછાડતી. ૩૭
ક્ષણ રહે વરથી નવ વેગળી મધુરતા પતિની ધરવે ગળી,
પણ વિયોગે વધ્યે પ્રમદા ગળી રસ જતાં લતિકા બનતી શળી. ૩૮
નિરખતાં જડ ચેતન દંપતી રમતમાં નખરાં કરતાં અતિ,
ક્ષુધિત વાઘણ વાઘ રમાડતાં, યુવતિ કાળજ હોય ઉડી જતાં. ૩૯
"વરવિના વ'રવું વય નારનું ફલિત કુત્સિત પાપ હજારનું,
જરુર ઘોર કૃતિ અવળી કરી વર વિના પર ઘેર રહું ઠરી." ૪૦
બહુ કુતર્ક કરી લથડી પડે ડુમ ભરી ક્યમ શ્વાસ મુકી રડે?
વિરહ બાણ મુકે પતિ પગનુ ફુલ-કળી સીતનું અહિં શું ગજુ ૪૧

## હરિણીવૃત્ત.

વિરહ વ્યથને જાણી રાણી દયા મન શિખતી,
પરવશ દશા જાતે જોતાં અહંપદ છોડતી;
મન વિકૃતિની સત્તા દેખી વિરોધ પરો ધરે;

---

* સીતાજીનુ પોતાનુ મન જ્યારે પોતા પાસેથી જઇ રામચંદ્રમાં વશ્યું ત્યારે એવી પરાધીન સીતા ઉપર સ્નેહ શો એમ સમજી તેનામાંથી. ઉંઘ તો નથી જતી રહી ?

સુઘડ જનને આધિ વ્યાધિ ઉપાધિ ગુણી કરે. ૪૨
શિયળ વૃતને તોડાવાને ધસે કર અગ્રણી,
સુખડ સમ તે વારે વારે સુગંધ ધરે ઘણી;
અસિ સમ મહાકાળી હાથે રહે મદને ભરી,
વચન ધન કે સ્વાર્થે ન્યાયે ડગે ન મનોહરી.* ૪૩

સર્ગ ૧૬ મો સંપૂર્ણ.

સર્ગ ૧૭ મો.

મંદોદરીનુ સીતા પ્રતિ વચન.

## દ્રુતવિલંબિત વૃત્ત.

મન અધર્મ ગમે લગિરે નહિ શિર પરે પતિ શાસન છે સહી,
મદન અંધ યદા સમજ્યો નહિ સતી સતીત્વ થવા ક્ષર નિઃસરી. ૧
મન વિષે પરિતાપ ઘણો કરે મયસુતા ડગલે ડગલે ડરે,
પગ પછાત પડે પણ નાકરે પતિવૃતા પતિનુંજ કહ્યું કરે. ૨
ન સમજ્યો મુરખો ઘણુ એ કહ્યું ન કરવાનુ પછી સતીએ કર્યું,
પણ સહે શત વૃશ્ચિક વેદના શર સહે બહુ અંતર ખેદનાં. ૩
સતી સમીપ ગઇ નૃપ–સુંદરી અડગ હિમ્મત નિશ્ચયને ધરી,
કર ગ્રહી થઇ દીન પગે પડી ગઈ ભરાઇ સકોમળ છાતડી; ૪
તદપિ જીભ કઠોર કરી અતિ શરમ સાંકળ ભગ્ન કરી સતી,
ગિર વદે ગેરથી ભર નાગરી નર સમીપ યથા સુરની પરી. ૫
“રઘુ દિવાકરના કુળની રમા અભણ પામરને કરજો ક્ષમા,

* સીતાજી.

જનકચંન્દ્ર કુલોદ્‌ભવચંદ્રિકા  મુરખ સેવક શું કરજો નિશા. ૬
વચન યોગ્ય અયોગ્ય ભુલે કહું  વિહિત ચિત્ત થકી સુણજો સહુ,
અગુણું ને ગુણ સર્વ વિચારજો  મન કરી દ્રઢ ઉત્તર આપજો. ૭
પવન ક્રોધ તણા બહુ વાય છે  વિબુધનુ પણ ધૈર્ય તણાય છે,
અસર એ અરિની ન લગાડશો  હિત તણા રસતા ઉર ધારશો. ૮
ગરકશો નહિ શોકસમુન્દ્રમાં  નફસશો ધન આશની જાળમાં,
સખિ! ઉતાવળ આ સમયે કર્યે  વ્યથ વધે પણ અર્થ નહિ સરે. ૯
અમલ ન્યાય થતાં હઠ માંડશો  જરુર એ ભવમાં વ્યથ પામશો,
શ્રુતિઅનેસ્મૃતિ શાસ્ત્રઉલધશો  પશુ સમાન અસદ્ વપુ ખેંચશો. ૧૦
સમયને વરતી ન અનુસર્યાં  નમિઅ તો કૃતિની અવળાં ફર્યાં,
નિજ હિતાહિત સર્વ વિચારવાં  સમયને ઘટતાં સુખ માણવાં. ૧૧
મનુષદેહ ફરી નથિ આવતો  ચપલ કાળ પ્રતિક્ષણ ધાવતો,
ગત ઘડી ઘટને ઘટતો કરે;  અફળ આ વપુ વૃક્ષ અરે! ગરે. ૧૨
તરુણ કાલસવાર તમે થયાં  વરપ પ્રૌઢ હજી ન વહી ગયાં,
વર તણી કુખમાં બહુ ના રમ્યાં  તદપિ આમ વિરાગ વિષે શમ્યાં! ૧૩
દશ શરીરીય ઇન્દ્રિય પોશવા  ઘટિત યોગ દિધા પ્રભુએ નવા,
નહિ અકારણ આમ વિમાસવુ  નવ ઘટે ઉગતું તરુ કાપવુ. ૧૪
છત છતાં છધણી છલકો નહિ  તદપિ જોબન જીવ જશે વહી,
સુખ સમે સ્મરનાં શર શું સહો  વપુવને વનમાલિ ન શું ચહો? ૧૫
મદનની તજવી નહિ મિત્રતા  વય વિષે ધરવી નહિ વક્રતા,
સમય બારિક આ બહુ જાયછે  દિન ગયો સુખમાં વખણાય છે. ૧૬
સુખ નથી સ્વપને પરણી લહ્યું  ઘર સદૈવ પિતા પતિનું ગયું,
વન વિષે પણ આહિર માંકડાં  સહ નિવાસ કર્યા થઈ રાંકડાં. ૧૭
કુસુમ સ્હેજ વિષે જન પોઢતાં  મધુર વેણુ વિણા ડફ બોલતાં,

શયન મૂળવિષે પરણી ફરે સ્વર ભયંકર સાંભળતાં નર્યાં. ૧૮
સુતરફેણિ પુરી દુધપાકને નવલ ભોજન નૌતમ શાકને,
જનક ઘેર જમો જન સાથમાં ફળ ત્રિજે ન મળો પતિ સાથમાં. ૧૯
ઘર વિષે પણ સાસુની શોક છે પતિ અને સસરો બહુ રાંક છે,
તનય એક રમે નહિ અંકમાં અરર! રત્ન પડ્યું કયમ પંકમાં. ૨૦
વદનનો ભભકાર દિસે કશો વર મળ્યો તમને રઘુનાથશો,
મતિવિહીન ચઢાઉ ઉતાવળો વિનયશૂન્ય પરાક્રમ પાતળો. ૨૧
અવદશા જન કે દુમભા તણી વર મળ્યે અબળા અવળી ઘણી,
સખિ! નિરંતરસાંભળતીખમા ત્રિવિધિ તાપ તપે ઈહ કારમા. ૨૨
જનક બુદ્ધિ પરાક્રમમાં શૂરા સુગુણ જ્ઞાન અનુભવમાં પુરા,
તમપરે પણ પ્રીતિ હતી અતિ વિધિ યદા ભુલવે નહિ ત્યાં ગતિ. ૨૩
સુત સુતા જનકે પરણાવવા નહિ ત્વરા કરવી જશ પામવા,
ધન અને કુળ રૂપ કશું કરે પરણો દંપતી જો મન ના ઠરે.. ૨૪
વ્યસન શીળ સમાન મળે નહિ અચલ પ્રીત પવિત્ર પછી કહીં,
ગુણ પરસ્પરના નવ જાણતાં કલહને ઘરમાં જન આણતાં ૨૫
પ્રિય વધૂ તણું જોબન છુંદતાં જનમ કારણ બાળકનાં થતાં,
લઘુ વયે પણ લાડ લડાવતાં નવ ઘટે પછીથી રઝળાવતાં. ૨૬
અભયથી પિતુ અંક વિષે રમી રહિત દોષ સુખે દિન નિર્ગમી,
હક બન્યાનિજ ગર્ભિત સાંપતી ઘર ઘરે દિકરી વય પામતી; ૨૭
પણ પિતા ધન કે યશ કારણે કય કરે શિશુનો શઠ-બારણે,
સહજ ઘાત કરે વિશવાસનો જરુર જીવ હશે ભુત પ્રેતનો. ૨૮
મુજ પિતા મય છત્રપતિ હતા લગિર દૂર મને નહિ રાખતા,
વય થતાં વર લાયક ખોળતાં પુનિત લગ્ન કર્યાં મનમાનતાં. ૨૯
મુદિત શૈશવમાં પિતુ હેતથી ત્યમ રમું હવણે પતિ સ્નેહથી,

સુખ અનુભવ સ્હાવ ઘણા ધરૂ   વચન આશિષ દેઈ દિલે ઠરૂ. ૩૦
વશ કરી બળથી ત્રણ લોકને   ચપટ ચાંપિ દઇ રિપુ વર્ગને,
અચરને ચરમાં જય જે ધરે   સુખ પ્રસન્ન થવા મુજ તે ફરે. ૩૧
વદન પંકજ જ્યાં દશ ફૂટડાં   નયન પંકજ વીસ તહીં ચઢ્યાં,
હૃદયમાં પણ અમૃતનો કૂપ   થઈ રહ્યો મુજ સેવક તે ભૂપ ૩૨
સખિ અખંડ સુહાગ મનોમળ્યો   સુનય તાત તણો સઘળો ફળ્યો,
સફળ જીવિત જોગવણી બધી   વશ કરૂ સુખ રીમ અજ્ઞાયધી. ૩૩
જગતની રચના સહુ સાંભરી   અકથ સુંદરતા વિધિએ ભરી,
તમવિષે, રતિ રાગ થકી ભરી   પણ ન જોડ મળી ઘટતી જરી. ૩૪
વન વિષે-ફુલ ફુલ્લિત ફાલતાં   દશ દિશે નિજ મ્હેક પસારતાં,
સુરખ આહકથી કરમાય છે   સખિ; દશા તમ તેમજ થાય છે. ૩૫
બહુ થયું બહુ હોય ન વેઠવું   નવલ જોબન આ નમળે નવું,
નજર અન્યતણી કપરી પડે   વર વિના વહુ ક્યાં લગી આથડે. ૩૬
શરમ બીતિ તજી વિધવા તણી   કુમતિ દૃષ્ટિ કરે વ્યભિચારની,
વિજનમાં ઉપહાસ્ય ઘણાં કરે   વચન ગ્રામ્ય કહી પથ આંતરે. ૩૭
અડપલાં અમથા અમથા કરે   નફટ ધર્મ દયા મન ના ધરે,
નધણિયું જયમ ક્ષેત્ર ખવાર છે   પતિ વિના વિધવા ત્યમ નાર છે. ૩૮
વગર કારણ આળ ચડે ભુંડાં   કરમ શુદ્ધ તથાપિ કહે કુડાં,
બહુ મળે ઠપકા હલકે મિષે   સવગુ તે અવગુ વિધવા વિષે. ૩૯
શકુન કોઇ જુવે ન મને કરી   શુભ સમાગમમાં કરતા પરી,
સરવ રાંડ અને મુડકી કહે   વજન તો તલ ભાર નહિં રહે. ૪૦
કૃતિ ગુલામસમાન કરાવતાં   સ્વજન તો પણ સ્નેહ ન લાવતાં,
ઉચિત ભોજન પાન ન આપતાં   કનડતાં ઉપવાસ કરાવતાં, ૪૧
સગિર પુષ્ટ દિસે પછ બાપડી   વરસશે અપવાદ તણી ઝડી,

વદન સ્મેર જરા નજરે પડે  સકલ બાંધવ વર્ગ રોસે ચડે. ૪૨
વપુવિષે શણગાર ન ધારવા  શિરતણા પણ કેશ ઉતારવા,
નહિ સુવાસિત લેપ લગાડવા  વસન જીરણ રાખવું પે'રવાં. ૪૩
અસહ્ય કષ્ટ વિષે સુખ માણવું  વિજનમાં સહુ જીવિત તાણવું,
જણવવી અતિ ઘોર વિરૂપતા  શ્વપચડાકણની અનુરૂપતા. ૪૪
શ્વસુરના ઘરનાં ન ગણે અણુ  પિયરમાં પણ ભાભિ વઢે ઘણું,
પરગૃહે જનની ક્ષણ ના ધીરે  શળગતી શઘડી પિતુને શિરે. ૪૫
કદિ ભુલે સખી મંડળમાં મળે  હરખની કંઇ વાત વિષે ભળે,
જન કહે વકરી મરતાં પતિ  "કુટ"કહી સહુ નાત વગોવતી. ૪૬
મધુર ગાન ગવાય નહિ જરા  નવલ જોબનમાં ધરવી જરા,
રમત નિર્મળ તોય રમાય ના  પશુ સમાન ત્રિયા પતિના વના. ૪૭
દુભણ થાય પ્રતિક્ષણ કેટલી  મનુષ વર્ગ થકી વિધવા ટળી;
હૃદયમાં ભડકા બહુ થાય છે  તવ સતી યુવતી જન થાય છે. ૪૮
શરદ શત્રુ વસંત મહા અરિ  કનડતા પ્રતિવર્ષ છરી ધરી,
શ્લથથશે નહિ જોબન ભાવના!  પતિ વિના ક્ષણ તે સચવાય ના. ૪૯
મદન-માર અપાર સદા પડે  અચલ નિશ્ચયથી અબળા પડે,
હૃદયશૂન્ય કુટાય ગૃહે ગૃહે  શરમ ધર્મ પછી ન જરા રહે. ૫૦
કૃતિ વિમાસણ આ વિધવા તણી  વિરહની સમજી ત્યમ તાપણી,
પુનરલગ્ન સશાસ્ત્ર ગણે સદા  મહત દૂર થવા જગદાપદી. ૫૧
પતિત નષ્ટ અને પરિવ્રાજક  મૃત થયો પતિ હોય નપુંસક,
પરણતાં ફરી તો વનિતા જને  શરમથી નહિ ઓસરવું મને. ૫૨
જનમ દે જનિતા મસ કષ્ટથી  પ્રભુ સ્વરૂપ ભરે પણ હેતથી,
કુસુમ તે વનનું નવ ધારવું  વણ સુંઘે વનમાં કરમાવવું. ૫૩
રસિકને રમવા પુતળી ઘડી  કનક વાસિત કાયા થકી ગઢી,

મરણથી કદિ આહક ભાગતાં હૈપણ ભુક્ત કર્યા વણ ભાગતાં. ૫૪
રસ ભરી વસુધા સુખચાહિની લગિર બીજ ધર્યે ફળદાયિની,
સમયમાં પરદેશ ગયે ધણી નવ રખાય કદાચિત વાંઝણી. ૫૫
તુજ સમી નવ જોબન બાળિકા અચળ મોક્ષ તણી નવ દીર્ઘિકા,
વિરલ રત્ન રુડાં તુજથી મળે વખત એક અરે નહિ તું ફળે. ૫૬
મદન બાણ રહે બહુ તું ઝીલી તદપિ નૌતમ રૂપ રહ્યું ખીલી,
નંવ વિયોગ ઘટે તુજ નાથથી; વિધિ અરે શઠતા તજતો નથી. ૫૭
પણ હવે ગતશોચ ઘણો કર્યે મરણ રાઘવને ન જતા કરે,
સમજણાં થઈ શું મનમાં બળો ઋણ સબંધ હતો તમ તેટલો. ૫૮
લઘુ વયે શુભ લગ્ન થયાં હતાં નહિ સબંધનુ સાર્થક જાણતાં,
અહિત કે હિત ના સમજી શકો અગર ખાન ખરેખર આચકો. ૫૯
પરણતી વખતે પરતંત્રતા શરમથી ન વિચાર થતા છતા,
જનકની પણ રે' બહુ આયના રમણ જાત થકી પરખાય ના. ૬૦
ધન અને યશ સ્વાર્થ પિતા કરે અગર સાહસ જો ભુલમાં કરે,
નવ કરાય સુતાજનથી મના સહુની યાવત જીવ વિડંબના. ૬૧
ત્યમ થયું તમ લગ્ન સમે નકી જનક વશ્ય પડી પ્રિય જાનકી,
લટભ ક્યાં અથવા સુર સુંદરી રઘુ કુમાર અયોગ્ય ધણી વરી. ૬૨
અવસરે ઘર બ્હેન! સ્વતંત્રતા ત્યજ પ્રમાદ વિષાદ દરિ-દતા,
પ્રથમથી પણ બંધન ક્યાં હતું બળ થયું મનનું હવણે છતુ. ૬૩
સખિ! કજોડ થકી અળગાં થયાં વિષમ રાત પ્રભાત વહ્યાં ગયાં,
દૃઢ વિચાર કરી ઘર માંડશો જરુર માત પિતા વ્યથ કાંડશો. ૬૪
ઘટિત નાથ હવે તમને જડયે ભવ મળે ભવબંધન ના નડે,
સુખ નિરંકુશ ભોગવશો તમે અમર નામ રમે કલિને સમે. ૬૫
યુવતિ-સંકટ ચટ્ટ નિવારશો જગતની પણ આશિષ પામશો,

અચિંત સ્ત્રી જનને દઇ દાખલો  સુગુણને કરશો પણ ઉજ્જવળો. ૬૬
અતિ ઘણા ઉપકાર મજા પરે  પુનર લગન કરી કરશો ખરે,
નિજ અને પરનું કૃતિ એકથી  હિત થયું વધુ શું રહ્યું એહથી. ૬૭
ફરી ફરી નહિ લાગ હવે મળે  ન મન નિત્ય દશાનનનું ગળે.
મુજ સમી તજતાં તમને હળે  જરૂર પુન્યપ્રભાવતણા બળે. ૬૮
કનક મંદિર ગોખ અગાશિયો  સહુ સપત્ની રહે થઇ દાસીઓ,
ભુવન ચૌદ તણા અધિકારને  અનુભવો પરણી ઘર આંગણે. ૬૯
દિન દિને નવ જોબન ખીલશે  વદન શબ્દ સુધા પતિ ઝીલશે,
રૂપ થશે સુરસુંદર દીકરા  અવ નવા ફુટશે સુખના ઝરા. ૭૦
રતિ તણાં અભિમાન મુકાવશો  રમણ અંક વિષે જવ લાડશો,
ઝટ થશે મન જે કંઇ ધારશો  સખિ! મને પણ સ્હેજ વિસારશો. ૭૧
મમત છે તમમાં પતિને ઘણો  વિરહથી વધતો પણ સોઘણો,
સકળ કાળ વહે તુજ ધ્યાનમાં  નૃપતિ ભાન ભુલે તુજ તાનમાં. ૭૨
મન પ્રિયા તન કે સુતમાં નથી  રમત ભોજન ઊંઘ ક્ષમા નથી,
ચલવતા સહુ રાજ્ય પ્રધાનથી  ઉપજ નીપજની પરવા નથી. ૭૩
શ્રવણ અન્ય ન અક્ષર સાંભળે  નયન અન્ય વિષે પણ ના ઢળે,
વદન શબ્દ ન અન્ય જરા કહે  અવયવો નહિ એક ક્રિયા લહે. ૭૪
લગિર સુંદર કેશ ન હોળતા  સુખડ લેપ નથી પ્રભુ ચોળતા,
સુઘડતા ઘડતા ઘટમાં નથી  વસન મંડનને સજતા નથી. ૭૫
અટકતા ચમકી કદિ ચાલતા  "મમ પ્રિયે" કહી હાથ પસારતા,
નયન અંતરમાં જ્યમ નિર્ખતા  સતત તેમ તને પતિ ઝંખતા: ૭૬
ન વરણાય દશાનનની દશા  ત્રણ સરોરુહ જાળ વિષે ફસ્યા,
અપટ ઊંઘ વિષે તમને લવે  જન કહે નૃપ છેક ખસ્યા હવે. ૭૭
સખિ! અનર્થ તને કહુ કેટલા  અનુપ આકૃતિની વળચી બલા,

પતિતને પણ વશ્ય પડ્યા પતિ   છબિ અસુ સમ દે નૃપને ગતિ. ૭૮
જગતમાં પ્રમદાજન આગળ   પતિ કદા ન કહે નિજ પોકળ,
તદપિ અત્ર મને નૃપ મોકલે   બણુ, પરાધીનતા ગઇ કેટલે. ૭૯
નિજ અને પરદુઃખ મટાડવા   ઉદિત રાજ્ય તણી સ્થિતિ રાખવા,
જય જયાત્મક લોક ત્રણે થવા   ગન કરો સખિ! રાવણુ પર્ણવા. ૮૦
વિરહ અગ્નિ શિખા ઝટ ઝામવા   ઝરણ અશ્રુ તણાં પણ ખાળવા,
ત્રિવિધિ તાપ તણી વ્યપટાળવા   મન કરો સખિ! રાવણુ પર્ણવા. ૮૧
શરણુ-આગતનો કર ઝાલવા   ચરણ-સેવકને પ્રતિપાળવા,
મરણુથી અધિરાજ ઉગારવા   મન કરો સખિ! રાવણુ પર્ણવા. ૮૨
સુખ અલૌકિક લૌકિક પામવા   નિજ સમાન ગરીબ બનાવવા,
દુઃખબ્ધિમાં ડુબતો જન તારવા   મન કરો સખિ! રાવણુ પર્ણવા. ૮૩
જ્યમ કરે નભમાં સતી રોહિણિ   જળ સમુચ્ચયમાં પણ પોયણી,
ઉદય અસ્ત વિષે વર ચંદમા;   ત્યમ રહો થઇ રાવણુની રમા. ૮૪
સખિ થશો ત્રણુ ભુવન આતમા   નહિ રહે પણ ઇશ્વરની તમા,
સુર વદે પગલે પગલે ક્ષમા   થઇ રહો કદિ રાવણુની રમા. ૮૫
દૃઢ કરી મન નિશ્ચય બેનડી   શુભ મુહૂર્ત તણી લઇને ઘડી,
પરણુતાં જ્યમ માધવ વેલડી   ત્યમ સદાય રહો પતિ ઘેલડી. ૮૬
વિધિતણા સખિ લેખ ખરા કરો   ગત વિમાસણુ કાળ કરો પરો,
પ્રસરવા જ્યમ વારિ વિષે ધરો   રસિક રાવણુ રમ્ય ધણી વરો. ૮૭
નમન એમ કહી મનથી કરી   વદનને કરિ નમ્ર મનોહરી,
નખ થકી બહુ ખોતરતી ધરા;   શરમના હૃદયે નડતા છરા. ૮૮

## શાર્દૂલવિક્રીડિત.

જાયું જે નિજ સાથ વાસ કરીને રે' તું સદા સાથમાં,

આજ્ઞા માન્ય કરે બધી હૃદય ને જોડાયલું જીવમાં;
આપ્યું તે પણ પ્રાણનાથ અરપે ચિંતા તજી જાતની,
સાંખે તેહ પતિવ્રતા લગિર શું નિંદા મહારાજની. ૪૯
જાતે શાન્તિગુહેશ ધૈર્ય ધરવા પૃથ્વી તણી પુતળી,
સાચું શીયળ વૃત્ત ધારણ કરે ગંગા સમી નિર્મળી;
લજ્જામાં રવિવંશની કુળવધૂ પ્રેમાળ વૈદેહથી,
ચંડી વૃક્ષ તથાપિ આજ બનતી છાતી તણા ઘાવથી. ૫૦

સર્ગ ૧૭ મો સંપૂર્ણ.

## સર્ગ ૧૮ મો.

### સીતાનું પ્રતિવચન.

### -દ્રુતવિલંબિતવૃત્ત.

જ્વલિત તીવ્ર દિવાકરનાં કરો મદનનાં પણ નિર્દય જે શરો,
પતિવ્રતા ગણશે હલકાં ઘણાં વચનબાણ લહી અણખામણાં. ૧
સહુ તજું અપમાન સદા સહે વરષ બાર વિદેશ વિષે રહે,
વિજનમાં ઝુરતી ભુખથી મરે [પણ] નહિ અભાવ સતીપતિનો ધરે. ૨
યુવતિ છેક બની ગઇ બાવરી મહત ક્રોધ રહ્યો મન છાવરી,
બગતરા બગતાં બગવત્તરી જળસુતા ડરતી વડવાધરી. ૩
મસ વધ્યો કુસુમ ખેદ રુવે રુવે વિકટ સિંહણ પેઠ સતી જુવે,
અધરનું સહુ રક્ત ગયું ઉડી ઉકળતા જળ રોષ વિષે બુડી. ૪

મદન કોમળ અંડ જણાય છે   ક્રમ ક્રમી નખથી શિખ ખાય છે,
ધવલરક્ત બની મૃદુ અંગમાં   હસિત અટ્ટ કરે મન ભંગમાં. ૫
રઘુકુલાત્મજ અંતરમાં ધરી   નવ ગણે નિજ જીવિતને જરી,
કરતી ઉત્તર બેદરકારથી   સતી દશાનનને ગણતી નથી. ૬
"અરર આ કુળજા કુલટા થઇ   મતિ કુસંગ થયે અવળી વહી,
ઉદધિની પણ ગંગ પ્રિયા થતાં   જરુર સ્થાનકથી થઈ ભ્રષ્ટતા. ૭
ફસવવા મુજને વ્યભિચારમાં   ઉર વિચાર જરા પણ ધાર માં,
તુજ મનોરથ વ્યર્થ ઉડી ગયા   વિચર ઘેર હવે કરીને દયા. ૮
તુજ સમી મધના કુલકજ્જલ   શ્વસુર બ્રાહ્મણ વંશ હળાહળ,
જગતમાં જનમે યદિ આત્મજા   વરણસંકર થાય બધી પ્રજા. ૯
તુજ ગિરા તુજને નહિ છાજતી   નફટ બોલ કહી નથિ લાજતી,
પુનિત આ કલુપે મુજ આતમા   પણ સજાત ગણી ધરુ છુ ક્ષમા. ૧૦
સગિર સાંભળ મૂરખ! વારતા   સતત કાળ નથી સરખા જતા,
શશિ દિવાકર ઈશ અને વિધિ   ઋષિ ગણો હઠ યોગ તણા નિધિ, ૧૧
સરવ કાળ તણા વશમાં ગયા   અમર તે પણ અમ્મર ના રહ્યા,
ક્ષણિક તો જગમાં ગુરુતા ધરો   ઉદય અસ્ત ચરાચરમાં ખરો. ૧૨
વખત નાશ કરે પણ નામનો   ગરવ આદરવો નહિ કામનો,
જગતમાં જનમી જન જાય છે   જનમ મર્ણ અભેદ્ય જણાય છે. ૧૩
વપુ સુરંગિત પંજર ફુટડુ   અધમ દૂષિત જીવ વિના છડુ,
અડકતાં સહુકો અભડાય છે   નિરખતાં મનમાં ભય થાય છે. ૧૪
નરક મૂત્ર અને કફ પિત્તને   કરમ કીટક શ્લેષ્મન વાતને,
રુધિર માંસ ત્વચા જળ હાડકાં   વપુ કરે ફુટડાં રહી ઢાવકાં. ૧૫
જન પ્રસૂતિ બધાં મૃતિકા તણી   વિષય વીર્યથકી મતિમા બણી,
ઉપરનું ઉતર્યે ન રહે ખપ   સમજ નાટકશાળ તણા નૃપ. ૧૬

જરૂર જીવિત બુદ્બુદ જાણવું   ગત પરાયણ એ પરમાણવું,
નિજ નથી નહિ થાય થયું નથી   અભણુ જાળવવા મઠતા મથી. ૧૭
યદિ ઉપાય કરે શત કોટિધા   અમૃત પાન સમાધિ કરે સદા,
પણ ટકે ન વધુ ક્ષણ પ્રાણ જો   વિરહ શોક વ્યથાકર જાણજો. ૧૮
મનન સ્હાય અહો નિશ તો કરે   અભય સ્થાનકમાં અથવા ધરે,
નયન ચંચળથી પણ સાચવે   તદપિ જીવિત અન્ય જશે ભવે. ૧૯
વિપળનો વિશવાસ રખાય ના   નિજ નિકેતન દેહ ગણાય ના,
ક્યમ વિજાતિ સબંધ કરે કશો?   સુજનનો ચળમાં દૃઢ પ્રેમ શો?* ૨૦
શરીર જીવ તણા રસતા પરા   ધરમમાં જયમ વાદળ ને ધરા,
નિજ ગણી વપુને હલકાં જનો   ખરખરો કરતાં ચળવાતનો. ૨૧
વદનપંકજ અંબુજલોચન   કનકકાય સુરાસુરમંડન,
યદિ ગયા તજિને રઘુનંદન   મુજ સબંધ થયો નહિ ખંડન. ૨૨
બહિરઆકૃતિનેપરણી નથી   બળ વિભૂતિ કૃતિ પરખી નથી,
સુકુળ માન અનેક પરાં કરી   મન મળ્યે રઘુનંદનને વરી. ૨૩
અચળ પ્રેમ કરી મુજશું પતિ   ન કરતા પ્રમદા અળગી રતી,
કરમયોગથકી વિખુટી થઇ   તદપિ અંતરમાં છબિ આ રહી. ૨૪
દ્વય દૂરીકૃત જીવ રહ્યા મળી   વપુ બલા વચમાંથી ગઇ ટળી,
મુંજ વિયોગ યદા નસહી શક્યા   તવ પતિ હૃદયે ઝળકી રહ્યા. ૨૫
લગિર ખેદ નથી મનમાં થતો   વિરહ દાહ નથી તનમાં થતો,
વપુ તજે પ્રભુ જો મુજ કારણે   સતત તો ઝુલશે મનપારણે. ૨૬
જગતચક્ર ભલે અટકી પડે   સરિત ને ગૃહ વાયુ ભલે ખડે,
ધરકરે ક્ષરતા જઇ અક્ષરે   પણ પતિ પરણી ન સતી ફરે. ૨૭

---

* દેહ ઇત્યાદિક ચળ છે અને આત્મા તે અચળ છે ત્યારે એ ચળ અચળ એવા વિરુદ્ધ ગુણવાળાઓનો સબંધ હોય નહિ.

મુજ સબંધ ન આ અવતારનો  ઉમળકો નચિકૃત્રિમ પ્યારનો,
અલિ ભવોભવના પરણેતને  કયમ તજાય કરી ચલ હેતને. ૨૮
સતંત જાગૃત સ્વપ્ન સુષુપ્તિમાં  મગન તુષ્ટ રહું રઘુનાથમાં,
વિષયથી પણ જે પરનું ચરે  પુનર લગ્ન ભલે કરતાં ફરે. ૨૯
મૃત ધણી વિસરી જઇ સુંદરી  ધરમ ત્યાગ કરી મદની ભરી,
વિજનમાં વ્યભિચાર ઘણા કરે  પુનર લગ્ન ભલે કરતી ફરે. ૩૦
નવીન નાવલિયો વરણાગિયો  નિરખતાં થઇ પુંશ્ચલ નારીઓ,
કુટિલ કર્મ અહોનિશ આદરે  પુનરલગ્ન ભલે કરતી ફરે. ૩૧
અમલ અંતરમાં મન મારતાં  હૃદયવલ્લભની છબિ ધારતાં,
નશિખતાં રમણી રમતી ફરે  પુનર લગ્ન ભલે કરતી ફરે. ૩૨
મૃત સજીવન તોપણુ જો પતિ  મનથકી સમજે યુવતી પતિ,
મન વિકાર પછી ક્ષણ ના ટકે  પતિવ્રતા છકશે પતિને છકે. ૩૩
તોનવંશજ ચંદ્ર ગયા મરી  પ્રલયતાં પણ હિમ્મત તેં ધરી,
સમજતી નહિ ભેદ મનોહરી  અગર બોલત બોલ જરા ડરી. ૩૪
પ્રભુ અખંડ અભેદ્ય અછેદ્ય છે  વિકટ અંતકના પણ અંત છે,
રઘુકુમાર ચરાચર રામ છે  મરણથી પર પૂરણ બ્રહ્મ છે. ૩૫
સ્વર અને મહ કે જન લોકમાં  પ્રકૃતિ પૂરુષ કે તપ સત્યમાં,
નક્ષમ ધર્મ ધુરંધર જિતવા  પરશુરામ ઉભા જયજાપવા. ૩૬
નહિ મને પરણ્યા પ્રભુ કર્મરી  નહિ નિશા સમયે તમથી ડરી,
નહિ વિરાન વિજે અગળા હરી  નહિ છળે ફુસવી પરસુંદરી. ૩૭
મુજ કસોટી સમીપ કસાઇ ને  ધનુષ શંકરનું કર સાહીને,
નૃપ અમાત્ય પુરોહિત દેખતાં  વહૂ કરી વરમાળ પહેરતાં. ૩૮
બહુ સુચિહ્ન અને શણગારને  ગસડમાક સમેત સજી તમે,
અતિ અહંપદ આશ્ચર્યકીભર્યા  વિરલ ભૂપ પરાભવ જ્યાં થયા. ૩૯

સુભટ નમ્ર ગુણાકર તે સમે  વય કિશોર મહાબળ જ્યાં રમે,
જનકમાં મુદ લાજ નૃપાળમાં  દઇ, કરી નિજ ગોરજ કાળમાં. ૪૦
વકુ નિરંતર અંતરમાં ધરી  નતદનંતર દુઃખ હિંયું જરી,
સતત ગૌતમ લાડ લડાવતા  સુપથ લક્ષ્મણ ભ્રાત બતાવતા. ૪૧
નવલ મંગલ જંગલમાં થયું  જનકઘેર હતું નહિ જે ગયું,
શુભ નિરંકુશતા વનમાં હતી  શ્વસુરઘેર હતી નહિ જે છતી. ૪૨
નથિ વરી સુખ રૂપ પ્રભાવો  નથિ વરી ઘર કે જર લ્હાવને,
નથિ વરી કુળ સાધ્વી સાજને  [પણ] વર વરી હૃદયંગમ રામને. ૪૩
નહિ દિઠા ગુણસાગરના કર  અનુભવ્યાં નહિ તીક્ષ્ણ તે શર,
નયનથી ન દિઠા પરથી પર  પુરુષ એકજ સીતતણો વર. ૪૪
પણ અધર્મ સમૂલ ઉરાડવા  તુજ ઘણો અભિમાન મટાડવા,
જગતમાં ફિટકાર કરાવવા  અધમના અઘ ઓઘ ભરાવવા, ૪૫
ખગતણી ખળતા અટકાવવા  વિષયની બળતા બહુ ભાગવા,
સ્વજન સેવક ભાવ બતાવવા  કદિ રચી પ્રભુએ નવ યુક્તિઆ. ૪૬
ધર વિચાર જરા કર મંદધી  પરત્રિયા પર મોત પડે વધી,
સકુંન સેવક તે પણ ના કરે  મરણ સન્નિધ રાય કયેં સ્મરે. ૪૭
સકળ સ્થાવર જંગમ ચીજનો  નિયમ અક્ષર ને ક્ષર ભાવનો,
પ્રભુ કરે પણ તે રણમાં મરે  પ્રિયવધૂ નિજથી નહિ ઉગરે, ૪૮
લગિર અક્કલવાન ન "હા"ભણે  શ્રવણ જ્યાં સુણતાં નખર ગણે,
તદપિ તું સવળું અવળું ધરે  ઘટ અધર્મ તણોછલકયો ખરે. ૪૯
હરખતી ન નિશાચર નાથમાં  મલપતી ન સુરારિતનૂજમાં,
પ્રમુદતી ન વિરાવિત સેનમાં  રઘુકુમાર રમે રણરંગમાં. ૫૦
અવર નાથ મને પરણાવવા  છળ કર્યાં મસ ફંદ ફસાવવા,
તદપિ રાઘવ રત્ન જડયું ગળે  અવર નાથ ભવે તમને મળે" ૫૧

વચન. આ સુણતાં થઇ બાપડી મયસુતા મસ ખેદ વિષે પડી,
અરર શાપ સતી જનનો પડ્યો સમજતાં દિલકંપ અહિ ચઢ્યો. ૫૨
"શિયળની અધિદેવિ! દયાવતિ! પ્રગટ પાવનતા પતિની રતિ,
કર ક્ષમા અપરાધ મૃગેક્ષણિ! વિનયથી વિનવે દુરભાગ્યણી; ૫૩
લગિર વાંક કર્યો મનથી નથી દુભણુ લેશ કરી તનથી નથી,
છલ જરાય થયો ધનથી નથી મુજ સમાગમ દુર્જનથી નથી. ૫૪
પતિવ્રતા ધરમી પણ હું વહુ વચન માન્ય કરૂં પતિનાં સહુ,
નવ ગમે પણ શાસન માનતાં સખિ! દિધો ક્યમ શાપઅજાણતાં? ૫૫
તુજ વિચાર બધા સવળા સુધા તનય તાત કુતર્ક કરે ઊંધા,
વિરસ હાય અયોગ્ય સબંધને જરુર રામ રુઠ્યા દશકંધને." ૫૬
હૃદય શૂન્ય થયું ગતિ મંદને ધવલ વક્ત્ર અને જળ લોચને,
વચન ગદ્ગદ ને શ્લથ ગાત્રમાં નમન નમ્ર કરી પડી માર્ગમાં. ૫૭
ધરમ નીતિ ડહાપણ વીરતા સમજ હિમ્મત જ્ઞાન ઉદારતા,
પ્રભુ સહાય નવે ગૃહ ખાટલે વિજયને ભજતાં સઘળાં ટળે. ૫૮

## અનુષ્ટુપ.

શુદ્ધિ બુદ્ધિ ગયાં ઉડી સીતાનાં પણ આ સમે,
સતીવાક્યો સતી ચિત્તે વજ્ર તીર સમાં દમે. ૫૯
ધૈર્ય એ કેટલું રાખે વટાઈ ગિરિ ભારથી,
દબાઈ જેમ ત્રાસેથી પનોતી હનુમાનથી. ૬૦

સર્ગ ૧૮ મો સંપૂર્ણ.



## સર્ગ ૧૯ મો

### હનુમાનની અવસ્થા, ઋષિ, મૃગયા, નદી તથા ગિરિ ઇત્યાદિ વર્ણન.

### વસંતતિલકા.

ક્ષારાબ્ધિને તટ પડયો હનુમાન વીર,
ગાત્રો શિથિળ બળહીન બન્યું શરીર;
પીડા કરે સકળ ઈન્દ્રિયને બધીર,
મૂર્છા–રમા સહચરી કરતાં અચિર. ૧
ક્યાં રામ લક્ષ્મણ વિભીષણ ઇન્દ્રજિત,
સુગ્રીવ નીલ નલ અંગદ ક્યાં અજિત;
ક્યાં સૈન યુદ્ધ શર આયુધના ધડાકા,
ક્યાં વીર શબ્દ "જય" ને "હર" ના તડાકા; ૨
એ સર્વ શૂરજન વિસ્મૃતિમાં પસારે,
સંમૂર્છના હૃદયમાં જન લેઈ પ્યારે
સે છે શિલાપર નિરંકુશ ઊંઘ ભારે;
તોડી શકયો યુવતિ–બંધન કોણ ક્યારે. ૩
વાએ સુગંધિત પ્રભાત તણો સમીર,
ઝીણા થઇ કણ ઉડે ઉદધિનુ નીર;
મેના કરે મધુર કોકિલ ગાન કીર,
થાએ મૃદંગ-સમ નાદ વળી ગભીર.
પાદારવિંદપરસ્પર્ષ કરે કરેણુ.* ૪
પુષ્પો ગરે પતવતાં જ્યમ પૂર્વ લ્હેણુ,

---

* હાથણી.

વક્ત્રારવિંદપર આકળ શું ઝમે છે;
સૃષ્ટિ લીલા પતિ સમીપ શકે રમે છે. ૫
વાતો કહે ભ્રમર ગાયન કે કરે છે,
આકાશ છત્ર અથવા કપિને ધરે છે;
વર્ષે સુધાકર સુધા કરથી વિશુદ્ધ,
દેવા મહાન જનને જ્યમ શુદ્ધ બુદ્ધ. ૬
ઊઠી ચતુર્દિશ જુવે ન જણાય રામ,
પૂર્વાનુભૂત રણચ્ચ ચળતા ન નામ;
ભૂલો પડયો રિપુ જને ભુરકયો જરૂર,
એવા વિચાર કરતો અથડાય શૂર. ૭

## ગીતી.

ક્રોધ શોકને આશા શૌર્ય ત્રાસ ને અધીરતા ભારે,
ધીમે પગલે ભમતો ત્રસ્ત થએલો વિરુદ્ધ વિકારે. ૮
શાપ હૃદયથી દેતો વિલાપ યોદ્ધા મનાધિથી કરતો,
મુખ રામ રામ બોલે આગળ ચાલી વળી પુઠે ફરતો. ૯
કયાં જાવું શું કરવું સહચરને ખોળવા કઈ રીતે,
તેની સૂઝ ન પડતાં વીરો તોએ છળી ગયો ચિત્તે. ૧૦
આતુરતા મસ વધતાં અંતરના નવ સહાય ધબકારા,
ભ્રાન્ત થએલો ભટકી આવ્યો જ્યાં છે પડ્યા મિત્ર પ્યારા. ૧૧

## મંદાક્રાન્તા.

ઉચ્ચે શ્વાસે રણભુવનમાં આંખ નીચી કરી તો,
મિત્રો જોયા મરણ સજતા ઉછળ્યો છેક પિત્તો;
છાતી કૂટે કર દ્વય વસે કેશ ખેંચી રડે છે,

એકલ્યાચો વિરલ કપિતે આળ પંપાળ કે'છે: ૧૨.
"હા હા કેવો શઠ વિધિ! મુવે કેરનો કેર કીધો,
અન્યાયીને અધમ જનનો દુષ્ટનો પક્ષ લીધો;
પાણી સાથે જળ જ્યમ મળે કીચની સાથ કીચ,
સાથે બેઠા નિશિચર અને દૈવ બે જીવ નીચ. ૧૩

## શિખરિણી.

પડ્યા જુઠ્ઠા પાસા વિજયકર બાજી રદ થઈ,
પડી ભાગી આશા હૃદયગતવાતો ગત થઈ;
પડ્યું આવી માથે ત્રણ ભુવનનું દુઃખ અવળુ,
પડ્યું ભુંડે હાથે ત્રણ ભુવનનું રત્ન નવલુ. ૧૪
ગયું સંસારેથી ધરમ નયનું જોર જબરૂ
ગયું ક્ષત્રીમાંથી કપટવણ શૂરાતન ખરૂ,
ગયું લંકામાંથી શિયળ પતિ.પત્ની વ્રત હવે;
ગયું હર્મ્યોમાંથી સકળ સુખ, શ્રીરામ ન હવે. ૧૫
ગયો સંતાઇને પ્રિયજન તણો શીતલ શશી,
ગયો સંતાઈને નૃપજનરવિ અંતર વશી;
ગયો સંતાઈને મદનનગરીનોઅધિપતિ,
ગયો સંતાઈને કૃતી જતિસતીનો પ્રિય અતિ. ૧૬
મહીમા ભલ્લૂકો, પ્રિયતમ સખા કોશળજન,
શરે સાથી સાચો, અમૂલક મણી ચૌદ ભુવન,
ત્રિયા જીવ્યા કેરૂ ફળ, બળ મહાવીર સઘળુ,
જતાં, ખોઇ બેઠાં, રઘુવર મહા સિંહ-પગલુ. ૧૭
સમીપે માતાની ખબર મુખ શું લેઈ કરવી,

છતે દેહે હાહા! અરિકરવિષે માત તજવી!
હવે એકકે રસ્તો મૂઢ મતિ મને હાય! ન સુઝે,
હવે કો'ને માટે હૃદયગત વહ્નિ નવ બુઝે. ૧૮

લઈ છાતી સાથે નયન દ્વયથી અશ્રુ ઝરતાં,
"અહીં બેસી બેટા ફૂલ જમ" મને સીત કથતાં;
પછી ધીમે ધીમે મૃદુ વચનથી રામપતિની,
મને પૂછે વાર્તા મતિ થતી પરાધીન સતીની. ૧૯

હવે આજે જાતાં અતિ ઉમળકે કોણ મળશે,
હવે તો માતાનાં મુજ વચનથી ગાત્ર બળશે;
હવે શું જોવાશે ગરિબ મુખ સીતા સરિતનું?
અરે હાએ! આજે મરણ પણ મોઘું કપિતણું. ૨૦

હવે શાં સારૂ આ જડ વપુતણો ભાર સહવો,
હવે શા સારૂ આ દિન વિરહમાં આમ ગમવો;
હવે શા સારૂ આ ગત વિષયનો શોચ ધરવો,
હવે તો સીતાના પતિ મીલનનો માર્ગ યતવો. ૨૧

## ઉપેં-દ્રવજ્રા.

સુબુદ્ધિ સાથે ગઇ તર્કશક્તિ ત્રણે દશામાં રહી છે વિરક્તિ,
વદી "અરે રામ" લઇ કટાર મરી જવા વીર થયો ટટાર. ૨૨

## પ્રહર્ષણી.

કલ્પાન્તે પણ ભગવાન થાય સ્હાય,
આ કાળે નિજજન કાંડુ સઘ સા'ય;
જેવો એ કમળપૂંજા કરે અધીર,

તેવામાં નજર પડયો ઋષિ રુચિર.

## પ્રમાણિકા.

કમંડલું કરે ગ્રહી, મુખે સુમંત્રને કહી,
કુરંગચર્મ ધારતા મહામુનિ વિરાજતા. ૨૪
મહા તપે ગઈ ઊડી, તથાપિ તેજ દે રુડી,
દયા સનેહ વર્ષતી, ચકોર આંખ શોભતી. ૨૫

## સેનિકા.

હેમકૂટની ગુહા તણી ઘટા, પાશ કે પ્રપંચ ગુંથણી જટા,
ભવ્યકાયતુલ્ય રંગ ભૂખરો, શ્યામ મેઘ વીજ સાથ શું ઠર્યો; ૨૬

## રથોદ્ધતા.

ધારતો બગલમધ્ય પુસ્તક જેમ વાળિ દશકંધમસ્તક,
શાન્તિ શાન્તિ વરષાવતો હતો, ધૂર્જટી રહિતવહ્નિ શોભતો. ૨૭

## મોતીદામ.

હરી નખ વલ્લિ જટા તરુ હાથ તુષાર સુધર્મ સુવર્ણ સુજાત,
શિખામણુ ઔષધ ને નદ સ્નેહ, ઉભો ગિરિરાજ ધરી લઘુ દેહ. ૨૮

## શૈલછંદ.

ગળે પ્હેરતાં ભવ્ય રુદ્રાક્ષમાળ. વિભૂતિ ધરે ખેંચતો તોય વ્હાલ,
વિનાખાર ગંભીર સીંધુજણાય ધરામાત જેવો બધું જ્યાં સમાય. ૨૯

## અનુષ્ટુપ.

દર્ભરૂપીકરો ધારે જેને તપપ્રતાપછે જ્ઞાન તેજ પ્રકાસે છે સૂર્યઅગ્નિવિહીનતે ૩૦

## ઇંદ્રવંશા.

સંસારની જાળ સમૂળ તોડતો રૂપાન્તરે મક્ષિક પેઠ ઉડતો,
ટાળી વિકારાગ્નિ તટસ્થ વર્ત્તતો આવ્યો મહર્ષિ નભને ઉલંઘતો. ૩૧
ધારી પગે સુંદર બેય પાવડી આકાશ કેરી તરતાં તલાવડી,
આવે સપાટે પ્રભુ નામ જાપતો રક્ષાર્થ પક્ષીપતિ જેમ ધાવતો. ૩૨

## દોધકછંદ.

દેહ અણુ સમ સૂક્ષ્મ ધરે છે પાસ થતાં પણ ભવ્ય દિસે છે,
પાર વિના ઉપકાર થવાને મંત્ર સમાન વદ્યો ગિરજાને. ૩૩

## જલધર માલાવૃત્ત.

"જારો ધૈને ધરમ પ્રમાણે વર્ત્તિ ઔષદ્ધિ જે હિમ ગિરિથી નિઃસર્તી
આણે જો તે ઝડપ કરી વાયુથી જીવે સેના રઘુપતિ તો મૃત્યુથી." ૩૪

## ઉપજાતિ.

એવું વદી અંતરધ્યાન થાય આનંદમાં વાનર તો તણાય,
વિકલ્પ સંકલ્પ બધા તજીને ઉઠ્યો યથા શાસન તે સજીને. ૩૫

## શાલિની.

જોતાં જોતાં વીજળીની ત્વરાથી દોડ્યો જાએ સ્વર્ગમાં જેમ હાથી,
લાગ્યો આશા વ્હેમપક્ષો ચલાવા ઊડ્યો જાણે બાજ શીકારસ્હાવા. ૩૬
મારે ફાળો ના કર્યો કાં વિચાર ખાવાપીવાનો નથી નિરધાર,
જ્યાં વ્હાલાનો દેહ જીવે પરાણે પૂરો પ્રેમી તુચ્છ ત્યાં સર્વ જાણે. ૩૭
ભારે વેગે વાયુનો પુત્ર દોડે શાનોથાકે રામનું નામ જોડે,

આસે ચિત્તા કેસરી સુસવાટે પલકારામાં જાય સો કોસ વાટે. ૩૮
જાણે વાયો મેલડીનો પવન જાણે તુટ્યું સ્વર્ગકેરૂ ભવન,
જાણે હાથી સ્વર્ગ મધ્યે બરાડે જાણે ભૂતો ભૈરવો રાડ પાડે. ૩૯
જોતો જોતો ગ્રામને ખંડ પ્રાન્ત જોતો જોતો ઉદ્યમી ને પ્રશાન્ત,
જોતોજોતો મંદિરોમાં વિલાસી ચાલ્યો જાએ ઉત્તરાશાપ્રવાસી. ૪૦
જોતો જોતો ક્રૂરતા રાન કેરી જોતો જોતો ઝાડિયો ઘોર ઘેરી,
જોતો જોતો રમ્ય પૃથ્વીબીભત્સ ગાલ્યો જાએ જોષમાં વાયુ-વત્સ. ૪૧
મેદાનો ને પર્વતોની ગુહામાં ઝાડીઓને બાંડ ને ટેકરામાં,
સુંધી કાંડી શ્વાન ભારે શીકાર આશ્વારોને હર્ષ આપે અપાર. ૪૨

## સોમરાજી.

મહાવેગવાળા તુરી જ્યાંરૂપાળા ચઢી ઉચ્ચયાળ ભરે ભવ્ય ફાળ, ૪૩
ધરાને ધમીને પરાણે નમીને વધે સ્વેદ મેદ ધરે નાહિ ખેદ. ૪૪
કરે હણ્ હણાટ તજી ને ઉચાટ ચઢાવી રુવાંટ ભુલીજાય વાટ. ૪૫
ખરીધાપ મારી હસીને શીકારી મુકે બાણ કારીપશુપ્રાણહારી. ૪૬
હજુ વાઘ દોડે પડયો જેમ હોડે ઘણાં બાણ છોડે અસૂને વછોડે. ૪૭
નહિ તર્ષ લાગે નહિ અન્નમાગે નહિ તાપ વાગે નહિ થાક જાગે. ૪૮
દયાભાવ છોડી કરી રીસ ચોડી વિનાદોષ પ્રાણી હણે હર્ષમાણી. ૪૯
લઇને કમાણી કરે છે ઉજાણી સ્મરીને ભવાની સુબુદ્ધિ કટાણી. ૫૦

## ચામર.

બૂમ પાડતાં અનેક જીવ ગૂમ થાય છે,
પારધી મહાન રીસભેર ખીજવાયછે;
"માર માર" એમ વાર વાર શબ્દ થાય છે,

જેમ સિંહ સૃષ્ટિનો વિનાશ આજ થાય છે. ૫૧

## હરિગીત.

નિજ જીવને ઉગારવા નાસે કુરંગ વિહંગડાં,
સામાં થતાં ભડકેસરી ચિત્તા અને પ્રાણી ઘડાં;
બહુ ક્રોધ તે પર શોધ તેનો થાય પૂરણ ખંતથી,
જ્યમ દુષ્ટ કેરા રાજ્યમાં નાસી છુટાય ન જીવથી. ૫૨

## સ્રગ્ધરા.

ચોર્યાં નેત્રો કુરંગે કટિ યુવતિ તણી કેસરી લેઈ જાય,
તેથી સારંગપાણી ગુરુડપર ચ'ડી મારવા જેમ ધાય;
કાળી બીજે સ્વરૂપે પશુપતિ અથવા ધાવતાં પ્રાણલ્હાવા,
તેવા આ પારધીઓ ધુળ તન પડતી નોય લે પ્રાણ લ્હાવા.૫૩

## માલિની.

અવનવ મૃગયાને ખેલતા વીર રાજ,
શૂરજન શર વિદ્યા શિખતા વૈશ્ય વ્યાજ;
ગૃહ ગતિ નભ પૃથ્વીની અને સર્વ વાત,
ચકિત મુદિત જોતાં દોડતો વણિ રાટ. ૫૪

## શાર્દૂલ વિક્રિડીત.

જોતો જાય સહસ્ત્ર લક્ષ વિભુની લીલા ક્રિયામાનુષી,
થાએ દંગ સુરંગમાં પણ વધે શ્રદ્ધા અનેરી કશી;
કેવી આ જગની રચાઇ રચના કેવું કરે માનવી,
એવા તર્ક વિતર્ક સાથ ઉડતો પો'ચ્યો જયહાં જાહ્નવી. ૫૫

વૈમાનો સુરલોકનાં ઉતરતાં આરા બન્યા રત્નના,
જાણે અંબર દૂધ સિંચન કરે એવાં જળો ફેનનાં;
આવે જ્યાં જળ કારણે સુરત્રિયા ગંધર્વની સુંદરી,
તેથી રક્ત તટે થએલ સરિતા વારિમણીથી ભરી. ૫૬
બોલે ચાતક ચક્રવાક બકને ચક્ષી ચતુરાઈથી,
નાચે હંસ કદંબ સારસ રટે શબ્દો ગભીરાઈથી;
મૈના ખંજન મોર કોકિલ બપૈયા તાનને તાણતા,
સ્વચ્છંદે વરતી નિરંકુશ સુખો સ્વર્ગીય તે માણતા. ૫૭
વાએ શીતળ વાત વાત કરતી શય્યા શિલાની કરી,
મ્હેકે ખાસ સુવાસ વાસ વસવા વૃક્ષેલતા શી રસી;
જાણી પક્ષ કરી ભરે જગ પતિ અત્રે બધી ચારુતા,
રાજાને ઋષિ દેવ ઉત્તર અવસ્થામાં અહીં આવતા. ૫૮

## દ્રુતવિલંબિત.

નિરખતાં નહીં સુંદર જાહ્નવી પુનિત જ્યાં વસતાં પશુ માનવી,
મુદ ધરે હનુમાન જરા ઠરે; શ્રમિતનો શ્રમ સુંદરતા હરે. ૫૯

## ભુજંગી.

પશુ પક્ષિને પ્રાણિનો વર્ગ સર્વે તજીદેઈ ઈર્ષા અને વેર ગર્વે,
રમેએલ અન્યોન્યની સાથ ભાવે અભિપ્રાય દૈવી ખુલાસે બતાવે. ૬૦
અજા વાઘ સાથે, કરી સિંહજોડે રમે નોળને કોળને સર્પ કોડે,
કુરંગો અને રીંછો ભુંડ દોડી રમેછે બકો બાજની ભીતિછોડી. ૬૧
ઠરે ખંજનો ને હુમાઉ ઠરીને ભમે ખચ્ચરો ઊંચ ઊંચે ચડીને,
બલીવર્દ ભેંશો વળી ગાય પાડા રુડાતીવ તોખારને પુષ્ટ ગેંડા. ૬૨

શૃગાલો અને સાવઝાં શ્વાન મુક્ત    ફરે બાગમાંઝાર તો ભીતિમુક્ત,
રમે ખીસકોલી ભમે પાટલા ઘો    ન લે જીવ હિંસા તજો કોઇડાઘો.૬૩
ઘણી કાબરો કાગડા ઘૂડ હોલા    ઘણી ઢેલ પારાવતો મોર ટોળાં,
ઘણા લક્કડીઆસુતારો ઉડે છે    ઘણા શબ્દ કાકાકઉઆ રટેછે. ૬૪
રમે મચ્છ ને કચ્છ દાદૂર ખેલ    કરે મગ્ગરો સર્વની સાંચગેલ,
જમે લીલલીલોતરી અત્રપ્રાણી    ફળોને જળોમાં ખરા સ્વાદમાણી.૬૫
શકે હોય પાળેલ કે ભૂરકેલ    વિનાઝેર પૂથ્વી અહીં કે કરેલ,
સુખે કે પડે દુષ્ટ બુદ્ધિ છવાણી    રહે બંધુ જેવાં અહીં સર્વ પ્રાણી.૬૬
રમે, ફાળ મારે, કરે નૃત્ય, ગાય    મનોવેગ પેઠે ગમેલ્યાં સ્હવાય,
ગમે તેટલું તેટલી વાર ખાય    નિરાંતે ઊંઘે વાતથી પુષ્ટ થાય. ૬૭
નથી કાંઇચિંતા નથી કાંઈભીતિ    નથી દુષ્ટ રીતિ નથી ક્યાં અનીતિ,
નથી જૂઠ્ઠતે દંભ વિશ્વાસ ઘાત    નથી કેર કે વેરનો સંનિપાત. ૬૮
નહિ મર્ણું આવે વિના ધર્મ દૂત    નહિ બાપ પે'લાં મરે ક્યાંય પુત્ર,
નહિ ક્રોધ ને લોભ ને કામ આદિ    નહિઅત્ર વ્યાધિ ઉપાધિમનાધિ.૬૯
કુંળાં વૃક્ષની ઢાલ છે આલવાલ    રચી લોષ્ઠની ભવ્ય રક્ષાર્થે પાળ,
ચમેલી જુઈ મોગરા પારિજાત    ઉગી બોરસલ્લી અને જાપ જાત.૭૦
ખિલે કેવડા ચંપુ ગુલ્લાબ શાળી    કરેણા અને સૂર્ય મુખી લજાળી,
હજારી રુડી ચંદની ગુલ્લબાસ    અગથ્થી વળી ખાખરા અર્કકાશ.૭૧
ઘટા પીપળા આમ્રન્યગ્રોધકેરી    ખુબી લીમડા સાથ દેછે અનેરી,
શમી વૃક્ષને આમલી બાવળીઓ    બદામો અશોકે બનેલી ગલીઓ.૭૨
ભલા નાગ વલ્લી રચે માંડવાઓ    રમે વાંસની ખીન્નમાં અંગનાઓ,
ખજૂરી અને તાડને નાળિયેર    મહૂડા અને રાયણો સાગ ખેર. ૭૩
રુડાં અન્નસો ફન્નસો બોરકેળ    ઘણાં લીંબુ જંબીર જાંબૂ પડેલ,
ગળ્યાં સંતરાં -દાક્ષ ચીકોતરાંને    ઝકે દાડમો રામ સીતા ફળોને. ૭૪

હરી હારૂ નારંગીની એક હામ પપૈયા અને જિષ્ટ અંજીર જામ,
અક્રુશીંગને કાજુ પસ્તાંઅખોડ મળેદિવ્યઉદ્યાનની ક્યાં ન જોડ.૭૫
બધી જાતનાં વૃક્ષને પુષ્પ વેલ ફૂળો યોગ્ય કાળે કરે રંગરેલ,
ઉરે તીર્થ જે દેવ ગંધર્વચિત્ત મહાવીર નાહી થયો ત્યાંપુનિત.૭૬
જુવે પે'લપે'લું ધરી જન્મ અધ મુદે દક્ષિણે પશ્ચિમે પૂર્વ મધ્ય,
ઘડી રૂપ્યથી ભીત આકાશ ચુંત થયો ઉત્તરે થાંભલો હેમ કૂટ. ૭૭
૬૪ હાથ કન્યા તણો શંભુ હાથે શશી સૂર્યને બાંધતાં તેજનાથે,
રમી ઉડ્ગણો વીજ નક્ષત્ર સાથે બધા પર્વતોમાં થયો છેક માથે. ૭૮
મહા વૃક્ષનાં ડાળના હાથ જોડે બકોરે નમસ્કારથી વીર કોડે,
ભલી રમ્યતા નર્મદા સાફસૂફ ઉદાસી જનો તોય લે અત્ર હુંફ.૭૯
પગે મેદનીનું મહા મધ્ય ફાડી શિરે વાદળાંપારજાતાં અગાડી,
બતાવે મહા પેટને ભાગ્યશાળી શકે વામને અત્ર રે'હાણુધાલી, ૮૦
પવિત્રાબની વક્ષસે છાપ છાપી ખરી તેમ ગંભીરતા અત્રવ્યાપી,
ભરી ચિત્ત બ્રહ્માણ્ડનું નમ્ર રે'છે રૂડા ગુણ શ્રીમાનને શિખવેછે. ૮૧
પઓશાપત્યાંપાંખભાગીપઆાથી સદાસ્થિર રે'તાં થનારી વ્યથાથી,
મુકે છેક નિઃશ્વાસરાખી ઉચાટ શકેથાય તેનો મહા સૂસવાટ. ૮૨

## દોહા.

શીત તૃષા વર્ષા તાપને સહન કરે ભલી ભાત,
નખ શિખા પર્યંતમાં ઉગે વૃક્ષ બહુ જાત. ૮૩
પ્રાણી સર્વ પ્રકારનાં વર્તે ત્યાં સ્વચ્છંદ,
તો પણ શાન્તિ રાખતાં સદા રહે સુખ કંદ. ૮૪

---

* લીમશીંગો અથવા મગફળી.

કરુણાના સાગર વહે સમ થાએ જળપાત,
તપ આસન વાગી તપે નારાયણ સાક્ષાત, ૮૫
તેના તપને ભાગવા ખોળી જ્યમ ઉપાય,
રમવા આવે દેવને દેવીના સમુદાય. ૮૬

સર્ગ-૧૯-મો-સંપૂર્ણ.

---

## સર્ગ ૨૦ મો.

### વિહાર વર્ણન.

### રથોદ્ધતા.

ભવ્ય મંડપ, ગુહા નતાનના જોઈ રંગ રમતી નતાનના,
ઝુંકતાં જડ તથાપિ આયના શ્લેષગાઢ કરતાં ધરાય ના. ૧
સ્વર્ગ મંદિર ત્રિયા વિસારતી નાથ અંગ વળગી પધારતી,
નિસ જોઈ, તરુને લતા મળે; સ્નેહતેજ સચરાચરે બળે. ૨
દંતમધ્ય અધરોષ્ઠ દાબતાં અંગ અંગ હરખે ખિલાવતાં,
જોઈ દિવ્યજન વૃક્ષ ફાલતાં રક્ત પલ્લવ અનેક લાવતાં. ૩
પદ્મનાળ સમ બાહુ પદ્મિણી નાથ સન્મુખ પસારતી ઘણી,
જોઈ માન મગવા તરુ ઘટા રાગ ચાલન કરે ધરી છટા. ૪
નાથઅંકપર ઉરું બે ધરી કોટને વળગતી કૃષોદરી,
માધવી ચૂત વિષે ક્રિયા શિખે જેમ કામ નખથી ચઢે શિખે. ૫
તુચ્છ અન્ય સરવે મને ગણી નાથ વક્ષસ સમાય પદ્મિણી,
અલ્પ સ્થાન પણ દીસ ફાલતું જોઈ વૃક્ષ મહિ વૃક્ષ બેસતું. ૬

વાત રામ વહી અંગમાં ધરે  સર્વ સ્થાન અનુકૂળતા કરે,
જોઈ ઐશ્વર્ય સમૃદ્ધિ પાર્વતી  દીપસ્નેહવિણુ લક્ષ પૂરતી. ૭
સીમળા-તુલ અને પરાગની  ભૂમિમાં મૃદુ પથારિ દેવની,
પુષ્પચાદરસમેત પાથરી  ખેલ નાથસહ ખેલતી પરી. ૮
મોદમાન મદ માનિની સજે  રંગ ખેલ મનમાનતા ભજે,
કાળ સેવકં બની પ્રવર્ત્તતો  પૂરતોરસિક ચિત્તઓરતો. ૯
સ્વાદ લે નિરવધિ અધીરણી  મલ્લયુદ્ધ કરતી મૃગેક્ષણી!
સ્નેહ જોગન શ્રમિત ના કરે  વિરતિ સુરતમાં ન સ્ત્રી ધરે. ૧૦
હાથ હાથ સહ મેળવી ઠરી  પાદ પાદ પતિના મતિ ધરી,
ફેરફુંદરડી સુંદરી ફરે  વેગમાં વસન શીઘ્રથી સરે. ૧૧
કેશ જાળ વિખરાય ગાલમાં  જાય પુષ્પનખલો કપાળમાં,
ઊત્તરીય, કટિ મધ્ય આવતું  કંચુકગ્રથિત નાડુ તુટતું, ૧૨
શ્વાસ ખાય મુખથી ક્ષણેક્ષણે  ખાય લથ્થડ પદાબ્જ ઝંઝણે,
સ્વેદ બિંદુ ચિબુકે ઠરી રહે  તોય "હારી" નવ માનિની કહે. ૧૩
હાથ કેડપર એક ગોઠવી  અન્યથી કનકકુંભ સાચવી,
સ્નેહવર્ષણુ થકી મયૂરીનું  મુગ્ધ તાંડવ થતું અતિ ઘણું. ૧૪
તાનથી રસિક તાળિ દેઈને  ગાન ગાય મૃદુ રાગ લેઈને,
બંગડીનૂપુર સૂર પૂરતાં  હંસને મયૂર પાઠ આપતાં. ૧૫
ઢાળતી નયન નાથનાં ફરી  ગાઢ ચુંબન કપોલમાં કરી,
"ફૂક" શબ્દ વદતાં પ્રિયા લચી  હાંસમેર કરતી ગઈ પચી. ૧૬
હાસ્ય મંદ કરતી મમાવતી  હાવ ભાવ નખરાં ચલાવતી,
મર્મવાણુયુત શુદ્ધ ભારતી  બોલતાં પતિ સ્તને દબાવતી. ૧૭
થાય લીન સરિતા સમુદ્રમાં  પાર્વતી તદપિ લીન રુદ્રમાં,
લીન થાય જ્યમ શ્વાસ વાતમાં  તેમ લીન પરી નાથહાથમાં. ૧૮

હંસતુલ્યગત ગોરી ચાલતી નૈણુખંજન જવે ચળાવતી,
તોય પાનિ ઊણુ સૈકતે પડે; નારને ઝઘનભારશો નડે! ૧૯
સ્હેજ હસ્તલતિકા હલાવતી વક્ષસે ચિબુકને નમાવતી,
અંગમાં સ્મર અહિ ચઢાવતી જોઈ વીજસમ આવતીસતી; ૨૦
મિત્રમંડલ સમસ્ત દેખતાં બાહુ જાળ પર સ્ત્રી પરોવતાં,
નાથ થાક નવ ખાય ચુંબતાં મોહથી સકલ શૂન્ય દેખતાં. ૨૧
રમ્ય જોઈ પ્રમદા તણી છબિ, બાહુમાં ઘટ નિતંબ ગોઠવી,
હમ્ય અદ્દર બઇ સ્તનોગળે શું સુધા વિવરનું પતિ ગળે. ૨૨
પુષ્પહાર સમ હાથ નારનો કંઠ દેશ પડતાં હસી જનો,
સ્પર્શતા નિજકરે નિતંબને ખીજવે જયમ અનંગવ્યાઘ્રને. ૨૩
હાથ અંશપર બેય રાખતા સ્નેહવાતવહુસાથભાખતા,
અલ્પ સ્પર્શ સ્તનનો થતાંહિસે ઉત્તરીય સમજી નીચે ખસે. ૨૪
જોઈ દંતક્ષત નાથ હર્ષતો ભેટવા હમળકા ઉછાળતો,
લાજ ટેક તજિને પરાધીન કામબાણુ વશ છે મનીષિણુ. ૨૫
અંગુઠે દ્રય પદાબ્જ દાબતાં નાગ ફેંણુ સમ કેશ ઝાલતાં,
ચુંસવા અધરનું નવું સુધા વીરતોય મથતા સુરો મુધા. ૨૬
દંતકુંદકણુદાડિમો તણા નિર્ખવા મન થતાં, શકે ઘણા
દેવ હાસ્ય કરતાં હસાવતા અર્ધ ભાગ મુખવાસ લૂટતા. ૨૭
વેણિમાં રમણુ ગુચ્છ ખોસતાં કર્ણમાં પ્રણય-શબ્દ નાંખતાં,
રીસથી ભમરને ચઢાવતી પ્રેમપાઠ પણ નાર આપતી. ૨૮
અંગસ્પર્શ કરથી નિવારતી મર્મ વાચક કટાક્ષ મારતી,
નમ્રનાથસહ નિસ્પૃહા ધરે તોય સ્નેહ દૃઢ નાથનો કરે. ૨૯
નમ્ર વક્ત્ર ધરતી મૃગેક્ષણી ક્રોધ યુક્ત પ્રતિમા નવી બણી,
હમ્ય વક્ત્ર કરતાં રુવે સતી તોય સ્નિગ્ધ નયને જુવે પતિ. ૩૦

જેમ જેમ નવરંગ આવતા નારના વદન મધ્ય ઓપતા,
તેમ ભાર નયને વધારતા નાથમાં મન વિકાર વાધતા. ૩૧
રીઝવે સુર પ્રયુક્તિ યુક્તિથી આદરે સ્તુતિ અનેક સૂક્તિથી,
તોય માન તજતી ન માનિની નાથમાં અધીરતા ભરે ઘણી. ૩૨
નિર્ખતી તદપિ રક્ત નેણથી બોલતી પણ કઠોર વેણથી,
સ્પર્શતી પણ ધકેલવા પતિ તોય છે ગરજ તુલ્ય ભાવતી. ૩૩
રંગ રૂપ નહિ રાગ અંગમાં છે તમો ગુણ બીભત્સ ઢંગમાં,
તોય ક્રોધ વિલસે ત્રિયાવિષે કસ્તૂરી શિવ ગળે થતું વિષે. ૩૪
અંબરે ઝબુકતી પ્રિયા જવે ચિત્તજન્મ કયમ જોઈરે' શવે,
બાથપંજર પડે યદા પ્રિયા લાજથી અતિ થતી શિયાવિયા. ૩૫
છૂટવા શિથિલ યત્ન સર્વથા થાય ત્યાં, ભ્રૂકુટીથી ધરે વ્યથા,
"મૂક મૂક શઠ" એમ બોલતી અંગના પણ અનંગમાં જતી. ૩૬
અંકમધ્ય વનિતા સુવાડતા સ્વેદ બિંદુ લુછતાં હસાવતા,
પાંપણે સુરતભાર ભારતા જોઇને સુર કપોત શિખતાં. ૩૭
લેઇ ઝાંઘપર નાર પાથરી એક પાદ ઉરુમૂળમાં ધરી,
વક્ત્રમાં સુર અલિ સમા ભમે જેમ બાળ લઇ પુતળી રમે, ૩૮
પૃષ્ટ જાનુ પર બાહુ ગોઠવી ઉચકી મદનની યથા નવી,
કેડમાં અગર નાથ તેડતા રમ્ય મંડપ વિષે લઇ જતા. ૩૯
મિષ્ટ ઈષ્ટ ફળથી જમાડતા પાઈને મધુ તૃષા મટાડતા,
માલતી કુસુમમાં સુવાડતા અંગરાગ પ્રકટી રમાડતા. ૪૦
ગાન ગાય મધુરાં સતારથી નાચતા શિવ સમાન હર્ષથી,
તાણતી લય કરી વિણા પ્રિયા કાલ સ્તંભિત બને તજી ક્રિયા. ૪૧
તાળિ દેઇ ગરબે રમે પરી નમ્ર થાય કટિથી કૃશોદરી,
કામિની પણછતુલ્ય દિસતી ભેદતાં રમણ ચિત્ત હીસતી. ૪૨

બાંધતી કુસુમહારથી પતિ વારતી જ્યમ અનંગને રતિ,
તેજ હાર સ્તનને ઊડી મળે ગૌર સર્પ જ્યમ શંભુને ગળે. ૪૩
સુંઘતાં કમળ, નેણુ હાળના નારના વદનથી વખાણુતા,
રીસ માન ઇરષા ધરી સતી તુંગ પીન સ્તન અંગમારતી. ૪૪
થેઇ થેઇ બહુ થાય મંડપે કામ નામ સુરમાનિનીજપે,
સર્વથા રતિ વિલાસ આદરે અંગ અંગ નવરંગ વિસ્તરે. ૪૫
ચંદમા સુર સુરા સુરાંગના શાન્તિ વીર્ય મદ સ્નેહભાવના,
પૂર્ણ હાંસ બળથી બતાવતાં કામ આચરણને કરે છતાં. ૪૬
રત્નના ચપકમાં તરે મધુ ચંદના કર પડ્યે ગળ્યો વધુ,
પ્રેમદા પ્રિતમ પાન કારણે સ્નિગ્ધ અંતર ધરે ન ધારણે; ૪૭
સ્ત્રી તણા તદપિ મિષ્ટ ઓઠમાં ફેંકતો કર શશી ઉમંગમાં,
જોઈ સાધુ તજતાં સુધા અહો; ઈરષા ઝરણ લોકમાં વહે. ૪૮
તાણખેંચ કરતાં કૃષોદરી લાજથી શત ઘણી દીપે પરી,
દંતનેનખક્ષતો મભા ધરે અલ્પ દુઃખ સુખમાં સુખીકરે. ૪૯
નાયકાય સ્મરયુદ્ધમાં ચઢે લાજ અંશુક તદા છુટાં પડે,
તોય રૂપ અધકું પ્રકાસતી કામિની સુરતની અધિપતિ. ૫૦
થાય છે પુલક રોમ રોમમાં સ્વેદ બિંદુ ભ્રૂકુટી કપોલમાં,
સીતકાર ધ્વનિ કાળજે ઠરે કામબાન પ્રમદા તણાં હરે. ૫૧
કસ્તૂરી અગરુ લેપ ચંદન મર્દતાં થઈ સુગંધી મંડન,
વક્રતા મદનની બતાવતાં દંપતી શ્રમિતને રમાડતાં. ૫૨
શ્વાસ "હાશ" વદતાંજપીંમળે તેજ તેજ સમ વાતમાં મળે,
ગાત્ર ગાત્ર શ્લથતા વરી-દવે; દુઃખદે તદપિ કામ રીઝવે. ૫૩
પુષ્પબાણ અબળા સ્તને ઠરે ચંદ્રમાસુહૃદ સન્મુખે ધરે,
કામવામ અદ્ધિ દૂર થાય છે સ્થાન સઘ બળથી પ્રધાન છે. ૫૪

માન, સ્નેહવિરહાગ્નિ-આલય  જ્યાં થતો અવર વસ્તુનો લય,
જાણતાં યુવતિને મહા-ભય  પ્રાણનાથ પણ થાય નિર્દય. ૫૫
રંગ રંગ નખ શિખ જામતાં  લાડ પાડ પરિપૂર્ણ પામતાં,
વિંટળાઇ પતિને પ્રિયા રહી  જેમ ચંદન તરૂ વિષે અહિ, ૫૬
નેણ નમ્ર મૃદુ હાસ્ય આદરી  ઇષ્ટ વસ્તુ સ્ફુટ માગતી પરી,
વ્હાલનાં વચન ચિત્તમાં ચઢે  જેમ તપ્ત મહીં મધ્યબીપડે. ૫૭
રીસનું તરલ બિંદુ નેણમાં  ભીતિનો તરલ કંપ અંગમાં,
આણની પતિ વિરક્ત જાણતી  દેઈને સમ વહેમ કાઢતી. ૫૮
દીન વક્ત્ર ધરતી વિલાસિની  નિંદતી ચલિત વૃત્તિ નાથની,
રોઇ વશ્ય કરતી ક્ષણે ખલ  નારનું રુદનમાં રહ્યું બલ. ૫૯
ક્રોધ સ્નેહ ભય મોહ દીનતા  તેય દે યુવતિઅંગ ચારુતા,
દુર્વિકાર પણ સ્થાન જોઇને  છોડતા પ્રકૃતિ માન ખોઇને. ૬૦
ઊંઘ આળસ ભરાય અંગમાં  ભાર થાય અથવા ઉમંગમાં,
દેહમાં શિથિલતા સમાય છે  કાંડવા જ્યમ અગારુ ખાય છે. ૬૧
પાર્શ્વ બાહુ ધરતાં નિતંબિની  વાળતાં શરીર યષ્ટિ હેમની,
ઊંઘતાં ભ્રમિતચિત્ત આખડે  મોહ કે શ્રમ ગુરા થઈ પડે. ૬૨
પદ્મરો ધડકતાં સ્તનો ખસે  પુષ્પ હાર લઇ હર્ષ ઉછળે,
ગાલમાં શિરીષ કર્ણનાં હરે  નાર રમ્ય શ્રમમાં કરી સ્મરે. ૬૩
દેવ શાન્તિ અરથે ઉઠાડતા  નારને પુલિનમાં લઇ જતા,
સ્નેહ સાથ અહિં થાય ચુંબન  ઇષ્ટ થાય બહુ ના કદાચન. ૬૪

## હરિણીવૃત્ત.

વદન શશિને ભારે તાપે શ્રમે ક્લમ જે થયો,
ચરણ દ્રયનો ખેલો ખેલી ડમાક બધો ગયો;

તન મન વિષે વ્યાપી ભારે પ્રજાગરમંદતા,
અરવ મટવા ગંગા કાંઠે ત્રિયાગણ આવતા. ૬૫

## સ્વાગતા.

લેખતી સરિતને જડિમુદ્દી, પેસતી જળ વિષે થઇ છૂટી,
ભવ્ય વીજ પડતાં ભડકીને, શું તટે જળ પડે ઉછળીને. ૬૬

## હરિણીવૃત્ત.

લટબ લલના નીચી થાતાં જુવે પ્રતિબિંબને,
અધિક રસથી શોભા થાણું જણાય જતું કને;
અજય ભયકે ઈર્ષા ક્રોધે જળે કર ઠોકીને,
ચલિત કરતાં મોંહે દેખે અનેક મુખાબ્જને. ૬૭
ચરણ ધરતી ન્હાવા એકે સપત્ન દબાવવા,
રમત કરતી પાણી ફેંકે સુગાત્ર પલાળવા;
ક્ષતવય બધા અન્યો અન્યે છતા કરતી હતી,
કુર્ખકિ દઇને છૂટે કેશે તટે ફરતી હતી. ૬૮
મદ જળ અને પુષ્પાપીડા સુવાસિત લેપને,
સરિત જનની પૂજા અર્થે તને લઇને કને;
લઇ વિમળતા ગંગાકેરી સુગંધ ધરે જળે,
નવનીત સમી અંગે થાતાં ગળે પતિને મળે. ૬૯

## દ્રુતવિલંબિત.

સુમન ઓઘ ધરા પર પાથરી સુમન હાર ગળે નવલા ધરી,

સુમનથી શિરને શણગારતાં સુમન વૃક્ષ સમાં સુભગા થતાં. ૭૦
વલય કંકણુને ખખડાવતી સ્મર ફરી જ્યમ હોય જગાડતી,
અરધ રાત વિષે રજનીપતિ સહજતી સ્વરગે લઇને પતિ. ૭૧
ક્ષણુ ગયો વિસરી રણુ મંથન નિરખતાં પરીનાં અભિ વંદન,
વિરહ કે શ્રમ લેશ નહિં રહ્યો જરુર વિસ્મૃતિના નદમાં વહ્યો. ૭૨
શુભ લતાગૃહ શૂન્યદિસેહવે પરહર્યાં જ્યમ દિવ્ય જને જવે,
કુસુમમાંપણુ કુંકુમ સાથિયા સુચવતાં વરને વહુની ક્રિયા. ૭૩
વિહગ કોટરથી નિરખી ઠરે અનુ કૃતિ સુરની રતિની કરે,
અમલ લક્ષ્મી અલૌકિકએરીતે નિરખતાં ગિરિને નમતો પ્રીતે. ૭૪
તમ વિષે લય આકૃતિનો થતો સમ તમોગુણુમાં કપિ વર્ત્તતો,
તદપિ કાળ સમાન વહ્યો જતો જ્યમ સુધામય ઔષધ પામતો. ૭૫

સર્ગ ૨૦ મો સંપૂર્ણ.



## સર્ગ ૨૧ મો.

### મધ્યરાત્રીવર્ણન.

### તોટક.

નિરખી ગિરિરાજ મહા વનમાં પ્રમુદિત થયો વરણી મનમાં
નહિ સ્વપ્ન વિષે સમજાઇ હતી થઇ ઈશ્વરની છબિ તેહ છતી. ૧
મન વિસ્મિતથી થઈ સ્તબ્ધ ઠર્યો ગટ સુંદરતા ઘટ પાન કર્યો,
નિજવાસ નિરંતર અત્ર થવા ઘડિ ઘાટ જુવે ઘડિ ઘાટનવા. ૨
રઘુનંદન તે બહુ ના વિસરે મુખ સન્મુખ માત મુખાબ્જ રે,

ભ્રમ મોહ વિકાર તજી સઘળો! શુભ રંજનનોય કાજ પળ્યો. ૩
બહુ શોધ કરી લઇ અમૃતને વગતી મણુતી કરી ભૂતને,
ગિરિ આશિષની જ્યમ સર્વભરી વિચરે પથમાં મન હરનારી ૪
તમ પુષ્કળ રાત વિભાવી રહી રસતે લઘુ જાગૃત જીવનહિ,
બહુ ડાકણ શાકણ ઘોર મળે ભુતના ભડકા પણ મધ્ય બળે. ૫
મય પ્રેત નિશાચર ભૈરવને લઇ વેશ ભયાનક ભય કરી,
ગણિકા કદિ શ્વાન મનુષ્ય બની હરતે પણ હિમ્મત વીર તણી. ૬
કદિ ગાય બીભત્સ ભયંકર વા બહુ ત્રાસ કરે જનને હણતા,
ક્ષણ“આવું”અનેક્ષણ“જાઉં”લવી ધમકાર કરી ધ્રુજવે પૂરતી. ૭
જ્યમ સૂર્યપ્રભા પર વેર કરી રજની લઇ આત્મીય કૃષ્ણકરી,
સચરાચર ઢાંક પિછોડ કરી હરતી રવિને કરી રાજ કરી. ૮
નભને સ્થળને જળ જીવ સહુ કરતાં મદિરા તમ પાન બહુ,
દશ ઇન્દ્રિય ધારિ પરાધીનતા સુચવે જ્યમ કેફીની મૂરખતા. ૯
સ્વર મિશ્રિત સાંજ તણા ચરતાં સ્થળ સર્વ વિષે પણ સંચરતાં,
ઘુવ તુલ્ય નિશીથ સમાચરતાં હરખે નિરખે કપિ વિચરતાં. ૧૦
અભિસાર કરી યુવતી રમતી નિજ જાર સહિત આકરતી,
કુળ ઇચ્છિત સંચરતી અબળા જ્યમ કલ્પ તરુ પ્રભુ હોય મળ્યા. ૧૧
કરતા નવરંગ સુરંગ ધરે રજની જગ રંગ રચિત કરે,
બહુ કામપ્રકાશ થવા મનમાં વરષે તમ ઘોર ત્રિભુવનમાં. ૧૨
સચરાચર વસ્તુ સમસ્ત અગે કુણ નૌતમ રાત પ્રભાવ કગો,
જગ કોટિ અનેક કિરીટ ધરે તમ ત્યાં નસમાઇ તથાપિ રહે. ૧૩
તમથી રજની જય પૂર્ણ કરે તમ નેમજ ગાન વિષે પસરે,
પ્રમદા નિશિચાર તણી થઇને ધરતી નિશ કંઠ તમોગુણને. ૧૪
ભણકાર અકારણ મંત્ર પઢે પણ પર્ણ તણો સ્વર કર્ણ પડે,

નક્રેશ નિશા પણ મત્ત નિશા  નાગણી પનગણી પણ કૃષ્ણ દિશા. ૧૫
લય આશ્રય લોક તણું કરતાં  પણ સંયમની હદ પાર જતાં,
ઘન ઘોર નિશીથ વિલાસ કરે  વણઘાટ અવસ્થિત વસ્તુ કરે. ૧૬
તરુથી દિન શાન્તિ કરે જનને  નિશ તેજ થકી ભય દે મનને,
વન પાવન ભુવન જે દિનમાં  ભયકાર જણાય કપિ મનમાં. ૧૭
રજની તમથી તમ પ્રકૃતિથી  સમ પ્રકૃતિ થાય ત્રિલોચનથી,
તન ગૌરિપતિ બહુ ગૌર ધરે  રજની પણ કૃષ્ણ સ્વરૂપ ધરે! ૧૮
રજની મહીને મહીં રાઘવને  રઘુનાયક શઠરિપુ શરને,
શર કૃત્ય અયોગ્ય અશાન્તિ વરે  અપકીર્તિ રખે તમરૂપ કરે. ૧૯
સમગન્ધ સશોક અશોક ઘટા  વડ પીપરને વિકરાળ જટા,
જગના ભમરા જ્યમ સર્પ ફરે  સ્થળ રમ્ય ભલે પણ ચિત્ત ડરે. ૨૦
કદિ ગિત્ર પડ્યો જળ સાગરમાં  પણ રાત વધે ભર જોગનમાં,
કદિ તેજસમુદ્ર અથાક ભરે  નભ કાજળ વર્ણ તોય કરે. ૨૧
મનનો ભ્રમ ક્ષુદ્ર વિકાર કરે  છબિ કલ્પિત આંખ સમીપ ધરે,
કદિ હાથ અને પગ ત્યાં નમળે  નયને અથવા બહુ વહ્નિ બળે; ૨૨
અસિ ધાર સમાં શતદંત ખરી  નખ લક્ષ કઠાર કરાગ્ર ધરી,
બહુ મત્ત કરી સમ ધૂમવતી  છબિ કલ્પિત તે પણ મૂઝવતી. ૨૩
જઈ આગળ પાછળ પાર્શ્વવિષે  ચટ માણસનું જ્યમ રક્ત પીશે,
પમ હાથ ધરી સમ દાંત પીશે  છબિ વિભ્રમની ભવ રૂપ દિસે. ૨૪
અણુ તુલ્ય પદાર્થ અડે તમમાં  ભય કંપ ભરે તન શિથિળમાં,
વણ કારણ વીર ઉડે ચમકી  નિશ મધ્ય તણી બહુ દે ધમકી. ૨૫
વન રક્ષક પાછળ જાય બહુ  જ્યમ ચોર પુડે જન જાય સહુ,
પણ રામનુ નામ સુમંત્ર જપી  હનુમાન ગયો રણ મધ્ય ધપી. ૨૬
ધડમગ્ગર જ્યાં ચખ મીન વસે  શિર કૂર્મ અને કર વ્યાળ ધસે

મૃતઓધરમાં દ્વીપ જ્યાંપસરી   શુભ વાળ તણી નવ શીલ રૂહી, ૨૭
અધરોષ્ઠ તણા જ્યમ વિદ્રુમનો   ગિરિ રાજ ફરે નરહે સપનો,
તરુ તીર કુંટી ભમરા વિચરે   રણ શોણિત સાગર થાવ ખરે. ૨૮
દુર ગંધ પ્રબંધ વણો ઉભગે   મરતાં જન શબ્દ ગળે ગળળે,
મૃત લોક રુધિર ઘણું ઉકળે   નિરખ્યા વિણ કોણ સમુ-દકળે. ૨૯
અવળી મતિથી કૃતિ ઘોરકરી   જનનાં ધડ શીર્ષ વિરક્ત કરી,
રમનારનુ પાપ થવા નકરૂ   નહિ સાગર કે રણ, નર્ક ખરૂ. ૩૦
વણ આગળ જીવ અનેક ભમે   કદિ જોગણ ચોસઠ અત્ર રમે,
યમદૂત નિશાચર જીવ દમે   ધરતી હજુએ સમ ખૂબ ધમે. ૩૧
નિજ પુત્ર તણું અવસાન થતાં   છિદરી જ્યમ કૃષ્ણ તને ધરતાં,
કરુણા હીન ક્ષીણ થતાં કરતી   બહુ રૈરવ શબ્દ નિશા કરતી. ૩૨
કર શસ્ત્ર અને પગ ઉચ્ચ ધરે   વિકરાળ વિડારિત નેંણ કરે,
મૃત રાક્ષસ વક્ત્ર બીભત્સ સજે   પડતાં પણ મૂર્ખ ન ગર્વ તજે. ૩૩
કઇ મૂર્છિત પાદ કરો પ્રસરી   બહુ ચિત્ર વિચિત્ર કરે લવરી,
વદતા મુખથી વચ દીન ઘણી   સ્વપને પણ બ્રહ્મ સુતા પરણી. ૩૪
કંઇ શસ્ત્ર ઊંચું લઈ "કી" કરતા   અરિને હરખે જ્યમ સંહરતા,
કંઇ પદ્મિણી સાથ વિચાર કરે   હસતાં રડતાં જન મૂઢ મરે. ૩૫
કૃતિયાવતજન્મ કઠોર કરી   મૃત કાળ વિષે કૃતિ ઘોર ધરી,
જન રક્ત થકી તૃષ શાન્ત કરે   મૃત માંસનુ ભક્ષણ દૈત્ય કરે. ૩૬
કરડે કંઇ ઓઠ કરો જિભને   વદતા બહુ ગાળ બીભત્સ અને,
પટકી પટકી શિર દેહ તજે   સજતા નહિ શાન્તિ નૃશંસ રજે. ૩૭
પણ ભીતિ વિકાર ન લેશ ધર્યો   હનુમાન રણે પતિ પાસ ઠર્યો,
મુદ શોક તણાં જળ નેંણ ભરી   મુરછા જ્યમ રામની જાય ચરી. ૩૮

## માલિની.

પ્રથમ પ્રહર પ્હેલાં લેઈ બે ભાઇ બોળે,
અધર પર ધરીને ઔષધિ અંગ ચોળે;
જવ રઘુપતિ ભાઈ સાથ ઉઠ્યા કૃપાળુ,
સકલ જન ઉઠે છે બોલતા ઊંઘતાળુ. ૩૯

## રોલાવૃત્ત.

સુતી સેના જોઇ સોડમાં મરણું સજીને,
નખ શિખ વ્યાપી રહ્યો તમોગુણ દેહ તજીને;
તો પણ શંકર તુલ્ય દયા મન પ્રકટ કરીને,
શ્રમિત કરે શ્રમ ઘણો આપવા પ્રાણ કપિને ૪૦

સર્ગ ૨૧ મો સંપૂર્ણ.



## સર્ગ ૨૨ મો

રાત્રીવર્ણન તથા રામનુ વચન.

## વૈતાલીય.

પ્રગટ્યો નવ સૂર્ય આભમાં પ્રગટ્યો દીપક નષ્ટ દેહમાં,
પ્રગટ્યો સમરાઙ્ગણે હીરો પ્રગટ્યો અંતર પ્રેમનો ઝરો॥ ૧
રઘુનાયક મૂર્છના તજી શરને શાર્ઙ્ગરથી ક્ષણે સજી,
પ્રતિમા નવજોબના તણી વિષ વૃદ્ધ અહિમાં કરે ઘણી. ૨
સઘળો શ્રમ યુદ્ધકાળમાં વિસર્યો કોણ ન ક્રોધ ઝાળમાં,
રણમાં રમણી વના થતાં ડરશે વીર ન જીવ કાંડતાં. ૩

સુગુણી તરુણી પતિવ્રતા કરતા રાક્ષસ આપની મતા,
નવ દાશરથી શકે સહી ખર કે શ્વાન સદા મટે મરી. ૪
લઈ અમૃત રામ સિંચતા કપિને સ્પર્શે થકા જગાડતા,
હળતાં મળતાં પ્રમોદતા દિન આખે. બિરદાવતા હતા. ૫
ચિર કાળ તણું ત્રિલોકમાં ધરતું વૈર અનેક રોગમાં,
કપિ તે કરતાં મહા ધરી રણુ ગર્જવે જયમ આશનાકરી.૬
ધરતી ધમકારથી ધ્રુજે નભનો દીપક ભીતિથી બુઝે,
સચરાચર ઘોર શબ્દનો પડઘા દે ઘન ચૌદ ભુવનો. ૭
સ્વરગે જયકાર સાંભળી વરસે પુષ્પ સુરાઙ્ગના બલી,
જય સત્ય અને સુધર્મનો નિરખી હર્ષિત થાય સજ્જનો. ૮
દિશ મંદ સમીર ઢોળતી જળ માતા કણુ શીત છાંટતી,
નગ મેળવતા તુષારને વન દેવી ધરતી સુવાસને. ૯
રણુમાં અરિ મારતાં પડ્યા નવ પાછા પગુ વીર જે પડ્યા,
પરી સાથ રમે ધરી નૂર નભ ઓપે દરશાવીને શૂર. ૧૦
તરુ કોટરમાં વિહંગડાં તરુ નીચે પશુ ખાસને વડાં,
જયમ રક્ષક રામને ગણી બર નિંદા ભયહીન લે ઘણી.૧૧
ધ્વનિ નોબત શંખ ઘંટના હય હાથી રથ બંદિ ગિતના,
જયમ વૃદ્ધ જનો, જતા રહ્યા પડઘા કેવળ કાનમાં રહ્યા. ૧૨
સરિતા બર કાલિમા તણી અધિ દેવી પણુ અંધકારની,
રજની રમતાં ધરે ધરે નયને અંજન તારનો ધરે ૧૩
યુવતી હૃદયે અનંગને કુમતિને મન દુષ્ટ ભાવને,
નિજ દુંદુભિ ને વજાડતી વનમાં ચાનકને જગાડતી. ૧૪
હરિ ભક્ત અદોષ ખાસને મદથી મસ્ત મહા નૃપાલને,
શ્રમ ને નય ધારનારને દઈ નિંદા મનહારિણી કને; ૧૫

ગતકાળ બધો ભુલાવતી, કલમ અત્યંત શમે શમાવતી;
અવળી કૃતિને છુપાવતી, ગણિકાને પણ લ્હાવ આપતી. ૧૬

અતિ સ્નેહ ખપાવતી હતી, બસરી સુંદરતા કરે છતી;
જનલાજ બધી તજાવતી, અબળાને સબળા બનાવતી. ૧૭

રણુકા કટિ મેખળા તણા, મળતા નૂપુર ઘોષમાં ઘણા;
લય કંકણુ શબ્દથી કરી, રજની નૃત્ય કરે શચી પરી. ૧૮

નિજ રાજ્ય પડો પડાવવા, જગતીમાં પણ આણુ વર્તવા;
રજની મહિષી ઘડી ઘડી, જયમ ધાવે પુરમાં કઢી કઢી. ૧૯

જળ મધ્ય અરિ પતંગનો, રથ ફૂંકી નિજ રંગ અંગનો;
ત્રણુ લોક વિષે બતાવવા, કરહીના કર ઢાળતી નવા. ૨૦

રજની રજની નિશાચરી, રવિલેખા સચરાચરે ચરી;
જન મૂર્છિત સર્વને કરે, જયમ બ્રહ્માસ્ત્ર દિગંતમાં ફરે. ૨૧

વિરલાવર વ્યૂહના વશી, નહિ જાવા ભયદુઃખમાં ચશી;
કપિપાસ જઇ સતીપતિ, પ્રણુમીઆમ કરે પ્રણિપતી. ૨૨

"મુજ કાજ સહો વિટંબણા, શ્રમ વેઠો છ અપૂર્વ ને ઘણા;
નિજ જીવ ભલે થતો પરો, પણ ઝાલ્યું કરવા મને ઘરો. ૨૩

મુજ કારણુ પર્વતો ખણી, શ્રમથી પાળ મહાજળે ચણી;
કડકા કરતાં સમુદ્રના, અરિ સંકલ્પ કર્યા બધા ફના. ૨૪

રણુ સંકટ દોહલો ભજ્યાં, ધનવામા ઘર સંતતિ તજ્યાં;
પડશે વ્યથમાં ભવોભવે, પણ અંગીકૃત વીર સાચવે. ૨૫

ઉપકાર હજાર વાર છે, રઘુવંશાર્ણવ આપનોજ છે;
શિર દુઃખ ધર્યું અકારણે, કપિ મિત્રો તમ જાઉ વારણે. ૨૬

જય ધર્મ તણો કદી થશે, પ્રિય સીતા પતિઘેર આવશે;
બદલો નિજ હાથ આપશે, તમ સંગે સુખ વા'ડ ચાખશે. ૨૭

તમને મથવા હવે કહું, નહિ ક્ષત્રીજન યોગ્ય તે લહું;
નિજ ઘેર હવે પધારતાં, સ્મરજો દુઃખિત રામવારતા. ૨૮

હરખે પરણી પ્રિયા કરી, પિતુરક્ષા અલગી બધી ધરી;
રઝળાવવી જીવને સટે, નહિ વિશ્રંભિનીનેમને ઘટે. ૨૯

યદિ રાક્ષસ તોય શું થયું, પણ એનું કુળ વિપ્રમાં ગયું;
રમણી મુજ તે લઇ જતાં, નહિ જીવે રઘુનંદ જીવતાં. ૩૦

વ્યથ દીન સતી તણી હરી, નહિ જો ધર્મ તણી ધરૂં ધરી;
પટ ક્ષત્રિયનો કશો રહે? પશુ કે કાક જગાબ્ધિમાં વહે. ૩૧

યશ રાજ્ય પ્રતાપ રૂપને, ધરતા દેવ સમાન ભૂપને;
તજતાં પરણી મને સતી, નહિ પાતિવ્રત ભાગથા રતિ. ૩૨

પરની પ્રમદા થવા નહિ, થઈ એકાન્તિક અંગના રહી;
કર દિવ્ય દિધો મને સહિ, વિટથી લાજ લુટાવવા નહિ. ૩૩

અબળા સુશિળી સકોમળી,—રડતી રોજ નૃશંસથી છળી;
પરની વનિતા થઈ રહે, રવિનો વંશજ કેમ તે સહે? ૩૪

પ્રિયથી પ્રિય જીવ ના ગણું, ચસવાનો રણુ મધ્ય ના અણુ;
સતી કારણ જીવ જો જશે, જનમ્યું સાર્થક રામનુ થશે. ૩૫

કરવા શઠ રાક્ષસો શવે, તમ જેવા મળજો ભવો ભવે;
નિજ ઘેર સુખે પુજો હવે, ક્યમ અત્રે દરરોજ પાલવે. ૩૬

તમ ઘેર વધો રુડી પ્રજા, સુખ સંપે કરજો સદા મઝા;
ભજશો નહિ આધિ વ્યાધિને, મુજ આશિર્વચને ઉપાધિને. ૩૭

રણમાં લગિરે નથી ડગ્યા, તન ચોરી મનમાં નથી ફગ્યા;
જયમ ઉચ્છવજન્મનોબપ્યો, રણસંગ્રામ તમે તથા ગણ્યો. ૩૮

શરપંક્તિ પડે ઉતાવળી, મુજ સ્નેહે કુસુમાવળી ગણી;
જડરાક્ષસ ધાણુ કાંડતા, તુલ તુલ્યે અરિ ને ઊરાડતા. ૩૯

નહિ હાર લગાર આપણી, નહિ ઓછી થઇ દૈત્યકાપણી;
પણ દુષ્મન છો દૃગ્ગા થકી, ક્ષણુ હર્ષે અહમેવથી છકી. ૪૦

થઇ કીર્તિ અધર્મથી કદી, સમજે મૂર્ખ ન અંતની ઘડી;
મરતા લગિ દુષ્ટતા ટકે, વિષયીમાં સુવિચાર ના ઘટે. ૪૧

નહિ આવરદા અધર્મનો, પથ સીધો નહિ ઘોર કર્મનો;
ક્ષણ ઝાકઝમાળ થાય છે, ગતસૂર્યે પણ અંધકાર છે. ૪૨

સુરપૂજ્ય વડીલ લોકનો, રવિ અસ્તંગત આજ પુન્યનો;
સરિતા સુકૃતિજળે ભરી, થઈ સુકાઇ અધર્મની દરી. ૪૩

ઘરમાં ધરુણી વઢે ઘણી, જયમ અંગાર, ડસે સતીફણી;
ફિટકાર કરે સ્તનંધય, વિષયીને નહિ લાજ કે ભય. ૪૪

સ્મરમોહવિકારજાળમાં, લપટાયો દશકંધ હાલમાં;
નહિતો પ્રિય-પદ્મિણી તજી, મનવૃત્તિ પરમાં ન રે' સજી. ૪૫

મનવાંછિતમાં અહો નિશ, વ્યભિચારી વસતાં વશાવિસ;
સ્થળ કાળતણી ક્રિયા ભુલી, અચલસ્થાન થકી પડે ડુલી. ૪૬

ઘટ ભમ થકી વહે જળ, ત્યમ ભાગ્યોદય દુષ્ટનો ચળ;
નગતાગમ હોય વિટને, નહિતેથી કથનાર રે' કને. ૪૭

મનમાં નહિ ખેદ પામશો, નવ શંકા તલભાર ધારશો;
નય ધર્મ વિહીન શત્રુનો, કરતાં નાશ ન વા વહે ઊનો. ૪૮

પગલે પગલે લઈ અરિ, સ્વર કે ભૂતળ મધ્ય સંચરી;
ઝટ લક્ષ્મણ ઇંદ્રજિતને, હણશે નિશ્ચય પાપભીતને. ૪૯

હૃદયે ધરતો સુધા ભલે, વિષવંક્ષી વ્યભિચાર ત્યાં ભળે;
દશકંધર તોય ઝેરથી, પડશે ભૂપર પાપ ભારથી." ૫૦

---

## દ્રુતવિલંબિત.

વિરલવીર રણાંગણનોહીરો, વ્યથિત દીન ગિરા વદતો ધીરો;
રહિત કુંભ રહે કરિને કરી, પ્રિયતમા વશ તોપણ કેસરી. ૫૧

લગિર ગદ્ગદ કંઠ થઇ રહ્યો, રઘુસુધાકર રાહુ ગૃહે ગ્રહ્યો;
મનવ્યથા કરતાં પણ સોધણો, ઉદિત અંતક ક્રોધ કપિ તણો. ૫૨

**સર્ગ ૨૨ મો. સંપૂર્ણ.**

# સર્ગ ૨૩ મો.

## લક્ષ્મણ પ્રયાણ, સ્વર્ગ, વામયજ્ઞ ઇત્યાદિ વર્ણન.

### સ્વાગતા વૃત્ત.

સાંભળી વચન દીન પ્રભુનાં, રક્ત વાનર તણાં થઇ ઊનાં;
સ્નેહ રૂપ નખશિખ ઠરીને, બાળતો હૃદય શિખ ધરીને. ૧

અંગ અંગ અહિ ક્રોધ ડસેછે, રક્ત નીલ વદને વિલસેછે;
સંનિપાત અરિનો કરવાને, શોભતો અગુણ તેપણ સ્થાને. ૨

ખાર સાથ શિરભાર વધેછે, તે થકી નમિત વાનર રે'છે;
ગોઠતું મન નથી ઘર જાવા, વીર ત્યાગ ન કરે રણલ્હાવા. ૩

રામવાણ પણ કોણ ઊલંઘે? શલ્યતા હૃદયની કપિ સંગે;
ચિત્તમાં ઘર નિરાશ કરેછે, પોલ જોઇ મહીં સર્વ ઠરેછે. ૪

દેહભાર પણ ભાર કરેછે, વ્યર્થ જીવિત હવે સમજેછે;
રામ વીણ કલપે વપુ સસ્તો, જાણતા સરસ મૂઢ અવસ્થા. ૫

વાયુનો સુત વિભીષણ વાર્તા, નૈણ મધ્ય કરતા મદમાતા;
ઓઠ મૂર્ખ જનના બહુ ફાટે, ઇંગિદાકૃતિ કૃતીજન માટે. ૬

શીર્ષ બાહુ પગ આગળ ધારી, બોલતો ગિર વિભીષણ સારી;
"નાથ આમ ક્યમ રીસ કરોછો, પ્રીત રીત જવ ચિત્ત ધરોછો. ૭

મચ્છ રે' જળ થકી ન વિખૂટાં, સારસાં પણ રહે નવ છૂટાં;
લોહ ચુંબક જડાત્મક વસ્ત, ઈષ્ટ સ્નેહ ધૃતથી બહુ મસ્ત. ૮

સ્નેહ ખૂબ ઘન તોય ગળેછે, મિત્રના વિરહથી પ્રજળેછે;
માંકડાં તદપિ પ્રેમ પ્રમાણે, મૃત્યુને વિરહથી શુભ જાણે. ૯

પુત્ર વૈભવ અને ધનદારા, કામનાં ચરણહીન,ન, તા'રા;
કાળના સરવ કો દિન પ્યારા, મિત્ર-મીલન દિનો તવ સારા. ૧૦

પદ્મિણી પતિ વિના ક્યમ રાચે, પદ્મિણી રવિવિના નવ નાચે;
કેમ વામન થૈલી વણ જાચે, ચક્રવાક જળ સ્વાતિનુ યાચે. ૧૧

શામને રમણુ સેન ગણેછે, આપથી રહિત ભોમ ખણેછે;
એમના અધિપ આ પ્રમદાને, થાય આ સમયમાં ન રવાને. ૧૨

પાપથી પતિત દુષ્મન જિતે, સીત માતપર વીતક વીતે;
એકલા રણવિષે પ્રભુ રો'છો, વાત શું ઘટિત એહ કરોછો ? ૧૩

શાન્તિ થાય નહિ શીતલ છાયા? થાય રક્ષણ નતો નહિ કાયા;
જો કરો રણ જવા પ્રભુ આજ્ઞા, ફૂટવા કુટિલ થાય પ્રતિજ્ઞા. ૧૪

પાપમૂળ મનમાં હરખાઈ, રોપતો કુમતિ 'રાવણ ભાઈ';
ખાટલે નવ ગૃહો પણ ધારે, દુષ્ટ લોક ન ભવિષ્ય વિચારે. ૧૫

અર્ધ અર્ધ ક્યમ રાજન થાઓ, આજ ઘો અનુજને રણ-લ્હાવો;
વર્ણિ લક્ષ્મણ હણે અસુરોને, આપનાં શર ઘટે સુભટોને. ૧૬

બાર વર્ષ તજતાં પરણેલી, ચિત્તવૃત્તિ ન કરી ક્ષણ મેલી;
સીત સન્મુખ ન સન્મુખતોએ, જોઇ સેવક બન્યો વિરલો એ. ૧૭

આત્મજા જનકની જગ માતા, લેઈ દુષ્મન ધરે સુખ શાતા;
જોઈ તે વિષ રગે રગ વ્યાપે, શેષ લક્ષ્મણ ડસી અરિ કાપે. ૧૮

"હા" કહો રણવિષે લઢવાની, ઇંદ્રજિત-અરિને હણવાની;
હારનો પ્રભુ તજો ભ્રમ ગાંડો, હેતથી નહિ શૂરાતન છાંડો. ૧૯

હેમનો સુરજ પશ્ચિમ સ્પર્ષે, પુષ્પ મૌક્તિક સુધા નભવર્ષે;
સૃષ્ટિમાં મધુરતા બહુ વ્યાપે, જો રજા રણ જવા પ્રભુ આપે." ૨૦

હાસ્ય વાત સુણતાં કર્યું રામે, હર્ષ મોહ તવ વાનર પામે;
ઊડતા બહુ કરી કિલકારી, વીરરે' અજયમાં બલ ધારી. ૨૧

ભાઈની અનુમતિ ઉરધારી, લક્ષ સૈનિક લઈ બળધારી;
મારુતી પર ચઢયો શરધારી, ક્રોધથી જ્યમ જટાજુટધારી. ૨૨

પાસ અંગદ વિભીષણ રાખી, યોગ્ય સ્થાનક ધરી ચમૂ આખી;
રાતમાં ગમન આદર્યું ખાસ, લક્ષ્મણે નવ મુહૂર્ત તપાસ્યું. ૨૩

વેગમાં શકુન એક ન જોયો, જેમ સોડષકળાધર સોહ્યો;
રાજમ્હેલપર તેમ ચઢે છે, જ્ઞાનિયો સમયને વરતે છે. ૨૪

દ્વારપાળ સહુ પૂરણુ ઊંઘે, સેવકો પણુ ધરાતળ સુંઘે;
તલ્પમાં સુનયના ઇહ સુતી, શાન્ત થાય અલકાની વિભૂતિ. ૨૫

શ્વાસત્રાસ ભમરા બહુમાને, શાન્તિ શાન્તિ વરષે મધુ ગાને;
તોય વીર ઇહથી ઝટ ચાલ્યા, વીરરે' સુખ થકી નવ ખાળ્યા. ૨૬

સ્વર્ગમાં પરગૃહે રમવાને, રાવણાત્મજ ઊડયો કદિ છાને;
અંમુધિ પવનનો તરવાને, પૂર્ણ હિમ્મત ધરી જન શાણે. ૨૭

વાયુના દળ વિષે જવ પેસે, શેષ શું ગુરુડને શિર બેસે,
તેમ જાય ઉડતા સુર પુરે, થાય લીન ઋષિ શું તપપૂરે? ૨૮

પ્રેમ દુશ્મન–અસૂ પર રાખી, રંગ અંગપર પુષ્કળ નાંખી;
ઇંદ્રવર્ણ સમ છે ગુણુ રૂપ, ઇંદ્ર આયુધ અહીં શુરભૂપ. ૨૯

સુંદરી ત્રિપથગા શિવછાયા, દિવ્ય અંગ ધરતી જયમ માયા;
પ્રેમદા અમરની પપળાવે, નાથ સાથ જવ રંગ મચાવે. ૩૦

હર્મ્ય રત્ન મણિ મંડન પે'રી, કાન્તિ ધારણ કરેલ સુનેરી;
રૂપનું ન ઉપમાન પ્રમાણે, અદ્વિતીય સમજી સુખ માણે. ૩૧

પ્રેમદા પતિ સહિત રમે છે, મિત્રતા મદનનીજ ધરે છે;
ખીલતી પ્રતિ દિને પ્રસરે છે, રોહિણિ ભ્રમિત ચિત્ત કરે છે.* ૩૨

દાન ભક્તિ શૂરતા ન વિસારી, ખેલવે સુરજનો પ્રિય નારી;
બ્રહ્મથી પ્રગટ સ્નેહ ન થાય, તેજ કામ સુરથી અહિંવાય. ૩૩

નિત્ય હર્ષકૃતકાયરતાને, જાણતો સુર નથી કદિ શાણે;
દુખ લેશ સ્વપને ન જણાય, તોય જ્ઞાન સુખનું સ્ફુટ થાય. ૩૪

પુણ્ય ઓઘઅશ્વ અંતક જિતે, જે તપે તપ મહા દૃઢ ચિત્તે;
લેશ ગોપુર+ વિષે નવ પેસે, (તે)સ્વર્ગ ગોપુર માંહિ જઈ બેસે. ૩૫

મૃત્યુનો વિરહ લોક સહે છે, ઉષ્ણરશ્મિ થઈ શીતલ રે'છે;
મત્સ્ય વારિવણ જીવ ગ્રહે છે, તર્ષ જ્યાં અમૃતથી છીપવે'છે. ૩૬

* ઘેરઘેર ચંદ્રવદની જોઇ રોહિણિને શંકા થાય છે કે આતે મ્હારા પતિચંદ્ર ન હોય? + ઇંદ્રિયોનુ શેહેર તથા દરવાજો.

પોયણાં કમલ પ્રફુલ્લિત જોડે, વાત સેવક બને ઇંદ્ર કોડે;
લેશ ના સુરતસ્વેદ જણાય, ઇચ્છિતાનુગત ત્યાં ફળ થાય. ૩૭
આપતો ગતિ લઇ મદ સ્ત્રીનો, મત્ત થાય ગજ રાજ હરિનો;
નિત્ય તેહ વધતો ઊભરાએ, તેજ લંક-પ્રમદા-દૃગ છાએ.† ૩૮

પુષ્પગંધ દુરગંધ બને છે, અંગના શ્વસન જ્યાંપીમળે છે;
અશ્વ મેધ તપ દાન કરીને, ભોગવે ભવન ઇંદ્ર હરીને. ૩૯

વેગ ત્યાં મનથકી વધુ ધારી, વાસવા સુરપુરે અમરારિ;
વીર અસ્ખલિત જાય યશસ્વી, અંતરાય ગણતા ન મનસ્વી. ૪૦

ખોળ ખૂબ કરતાં નવ લાધે, ઇંદ્રિજિત ગઢમાં તપ સાધે;
વાત જાણુ પડતાં હરખે છે, અલ્પ અન્ન ભુખમાં સુખ દેછે. ૪૧

ઝટ્ટ હેઠળ જવે ઊતરે છે, સિંધુવાર પળવાર તરે છે;
વેગ વેગકરતાં વધુ ધારે, વાર વીરવરનું વપુ શારે. ૪૨

અંગમાં ધવલતા સ્ફુટ થાય, સ્પષ્ટતા ચતુરને સમજાય;
પદ્મ સિંચન કરે સ્વરગંગા, ઊતરે અગર વીરઅટંકા. ૪૩

કાપતો પવનનેપથ ભારે, થાય સ્તંભિત નહિં પળવારે;
સર્પનું કુળ સમૂળ શમાવા, દોડતો ગુરુડ શું જગ છાવા. ૪૪

વજ્રથી અસુરને કચરીને, ચાર હોય ત્યમ પ્રાણુ ચરીને;
દોડતો મદ ભર્યો સ્વરહાથી, ભોમમાં ઊતરતો ત્યમ બાથી. ૪૫

લાજ શીયળ તણી ન લુટાવા, ચોરનો પણુ પરાભવ થાવા;
ધર્મ જેમ યમરૂપ ધરીને, દુર્ગ મધ્ય ઠરતો ઊતરીને. ૪૬

દંતથી અધરને કરડીને, દ્વારપાળ શિરને મરડીને;
રક્તના શકુનથી મુદ ઝાલે, જેમ અંતક નિરંકુશ ચાલે. ૪૭

સ્થંભકાજ ઘડ પુષ્કળ રોપ્યાં, શીર્ષ તોરણુ વિષે બહુ ઓપ્યાં;
પાટ વક્ષસ અને બરડાની, યજ્ઞ મધ્ય કરતો અભિમાની, ૪૮

---

† ત્યાં સ્ત્રીઓને ગતિ આપી હાથીએ તેમનો મદ લીધો તે એટલો કે તે ઉભરાતાં લંકાની સ્ત્રીઓનાં નયનમાં ભરાયો.

રક્તથી કલશ પૂરણ નાના, દર્ભ થાય બહુ આંતરડાંના;
હાડકાં કઠિણ ઈંધન થાતાં, માનુષીય ચરબી ઘૃત તાતાં.' ૪૯

વેદિકા નરક કુંડ બળે છે, દોષથી રહિત જીવ ગળે છે;
રાય ગોવધ તણો કરનારો, ક્ષુદ્ર હોમ કરતાં નવ હાર્યો. ૫૦

નીલ રંગ લઇ અગ્નિ જ્વળે છે, રૂપ લેઈ જયમ ક્રોધ બળે છે;
જાય ઉચ્ચશિખ ભોજન ભાવે, ભૂખમાં વિરસ તે પણ ભાવે. ૫૧

ઝાળ અંગ ચઢતાં પશુ ત્રાડે, બાળકી શરણ કાજ બરાડે;
થાય ચર્ચર સ્વરો બળતાના, હોમતાં વપુ કરે જયમ હા,' ના. ૫૨

હોય અંતર દયા તલભાર, વેહશે ન જન તે પળવાર;
સીતઅર્થે ઠરતા પણ વીરા, પ્રેમથી જડ બને જન ધીરા. ૫૩

ધૂમ્ર ગોટ સઘળો ગઢ ઘેરે, ક્લિષ્ટ વાસ બળતાં વપુ વેરે;
મંત્ર ઘોષ ચઢતા પુરપાટે, જ્વાળ મુખ ગિરિ શું ઇહ ફાટે. ૫૪

ભૂખ તર્ષ ભય ઊંઘ ન જાણે, હાલચાલ શ્રમને ન પ્રમાણે;
ચિત્ર હોય ચિતર્યું જયમ છાપે, ઈષ તુષ્ટ કરવા ગિરિ તાપે. ૫૫

પદ્મ આસન કરી દઢ પાટે, હાલ ચાલ ન કરે અસૂ સાટે;
ઇંદ્રિજિત તપ ઘોર તપે છે, સ્વાર્થ કૃત્ય નબળાં શિખવે છે. ૫૬

ઝાળ જેમ ઘૃતથી પ્રસરે છે, પ્રાણ અગ્નિ બળતાં નિકળે છે;
ક્રોધ કષ્ટ સહતાં પ્રગમે છે, મંત્રથી રથ તથૈવ ઉગે છે. ૫૭

મૃત્યુ હારરુજનેપર રાખે, અન્ય દે ન જય કે જશ પાખે;
વજ્રકાય રથ ને હય તાતા, આહુતિ બદલ દે કુળમાતા. ૫૮

ઘોર કર્મ કરતાં નવ ભીતિ, સ્નેહ હીન જડ નિર્દયરીતિ;
દુષ્ટમાં નિરખતાં કપિ ચોંક્યો, તર્ક રે' ન કૃતિનો ક્ષણ રોક્યો. ૫૯

પૂર્ણ જૈત્ર રથ નિકળતામાં, સૈન્ય લેઇ લઢવું અરિ સામાં;
એમ નિશ્ચય કરી લઇ સેના, બોલતો વચન વીર મઝેનાં. ૬૦

**ભુજંગી.**

"મનો વૃત્તિને ઇંદ્રિયો સર્વ જિતી, તજી માર-ચિંતા તજી મર્ણ ભીતિ;

ધરી ઇષ્ટનું તેમ સંગ્રામધ્યાન, ચઢો, વીર યુદ્ધે ભુલી સર્વ ભાન. ૧૧

ઠગી ભાઇને લંકનું રાજ્ય પામ્યો, પ્રજા પીડતાં દુષ્કૃતીના વિરામ્યો;
સતી રૂપનું નેણુથી પાન કીધું, ઠગી નારને ઊછિનું જોર લીધું. ૧૨

હણોને હણોને હણો રાવણાને, હવે વાર ભાઈ જરા થાય શાને;
ચડે ક્રોધઆવેશથી યુદ્ધ ચંડ, રહો હાવકા કેમ વીરા પ્રચંડ.? ૧૩

નથી અન્ન આજે થવાનું હરામ, નથી સૃષ્ટિમાં રાખવું દુષ્ટનામ;
નહિ થાય પાછી જરા યાર પાની, ધરો ધ્યાનમાં મૂર્તિ સીતાઅંબિકાની. ૧૪

ધરો શસ્ત્રને સજ્જ થૈ યુદ્ધ મા'લો, કૃપાણે અરિ સ્કંધને કેડ ઝાલો;
સુવાડો સુરારિ ભરી ભવ્ય ફાળો, કરો લંક મધ્યે ખરો કેર કાળો. ૧૫

નથી ગેહ કે દેહનું કાંઇ કામ, નથી ભાઇ કે બ્હેનનું કામ નામ;
નથી માત કે તાતનું લેશ સ્મર્ણ, નથી નારની વાતમાં એક કર્ણ. ૧૬

નથી પુત્ર કે મિત્ર કે જીવ આશ, નથી રામ સીતા વિના અન્ય પાશ;
રણે રંગમાં કેશરી તુલ્ય ગાજી, કરો દુષ્ટના અંગની શાક ભાજી. ૧૭

હજી હોય જીવ્યા તણી આશ ભેર, ભલે જાય અત્યારથી તેહ ઘેર;
ભલે તે પ્રિયા અશ્રુમાં મૃત્યુ ધારે, હમે તો રમીશું રણે રંગ ભારે. ૧૮

સુણી એમ ચાલ્યા અટાટોપ માંડી, કપિ સર્વ જીવિતની વાત છોડી;
સુરાત્મા મનોવેગથી વેગ ભારે, ગયા યત્ર સૌમિત્ર ગિર્વાણુ મારે. ૧૯

સર્ગ ૨૩ મો સંપૂર્ણ.

---

# સર્ગ ૨૪ મો.

## યુદ્ધવર્ણન.

### ઉધોર છંદ.

"રાવણ વંશ ઉજ્જલ જાત, ભારે પાપ પુંજ અખાત;
રાક્ષસ દુષ્ટ કેરી નાત, જેમાં બાપની પડી ભાત. ૧

દગને દુષ્ટ કેરા લાત, કીધા સદ્ગુણો તેં મા'ત;
જાણે ઝેર કેરો વાત, પણ તન્નભાર છે ન વસાત. ૨

તું છે ઘોર કર્મકજાત, જાણે દુષ્કૃતિ સાક્ષાત;
કીધો ન્યાયનો તેં ઘાત, મનમાં લાજ આજ કજાત. ૩

મુકી કપટથી ત્રણ બાણ, કીધો અસ્ત રણનો ભાણ,
એવા રામ સામો જાય, લેજે માતની તવ સ્હાય. ૪

જેના બાણના ઘા સખ્ત, ખેંચે છે હજી તન રક્ત;
આવે તે થજે તો ભક્ત, લજ્જા ધૈર્ય હિમ્મત ત્યક્ત. ૫

આવા શું કરે ઉપાય, એવેથી રણે શું થાય;
લાવે જો ઊંધારે જોર, કીધું પાપ તેંતો ઘોર. ૬

બેસી પાંજરામાં કીર, મારે વેણુ કારી તીર;
તેને વીર ક્યમ કે'વાય, તેની માતકૂખ લજાય. ૭

કરતાં મંત્ર જંત્ર પ્રપંચ, અરિને દે વ્યથા જે રંચ;
તેનુ નામ દૂષિત થાય, તેનો વંશ નર્કે જાય, ૮

તેને સંગ્રહે નહિ લોક, તેને દેવ કરશે ફોક;
તેનો પરી કરશે ત્યાગ, તેમાં કો ન ધરશે રાગ, ૯

તેને ફાતડો કે'વાય, નારી વર્ગમાં ન સમાય,
તેના સ્મર્શું ઉપર "હાય", તેનું શ્વાન માંસ ન ખાય, ૧૦

તેનો સ્પર્શ દે છે નર્ક, તેને તેજ દે નહિ અર્ક;
તેનો થાય નહિ સંપર્ક, તેના દુઃખના શા તર્ક? ૧૧

ભોળી બીદ લજવ્યો વંશ, કીધું જે કરે ન નૃશંસ;
માતા તોય અબળા નાર, તેનો આજ લે ઉપકાર; ૧૨

બાંધી યુદ્ધ વણ તેં હાર, છે શત વારરે ધિક્કાર;
હાવે બાણકેરો માર, તા'રા પર પશે કયમ પાર. ૧૩

જાણી વિપ્ર તા'રૂં મૂળ, ઊગ્યો લંકમાં તું શૂળ;
લીધી શર્ણું સાથે હાણ, ક્ષત્રી મારશે નહિ બાણ. ૧૪

બીની એ અલ્યા કયમ જાય, જાયું તે કદા પણ જાય;
મળશે એક દિને જો મૃર્ણ, શાને થાય ઢીલા ચર્ણ. ૧૫

તા'રૂં સૈન્ય સઘળું લાવ, ચલવી યુક્તિ કેરાં નાવ,
રણમાં વૈર સઘળું વાવ, પે'લો દૂર કર તું ઘાવ; ૧૬

તારૂં લાવ સઘળું જોર, સામદ મંડળિકનું ચોર;
તા'રૂં થાય તે કર રાજ, તારો જીવ લેવો આજ. ૧૭

ત્રાસી જાય તો કર માગ, જોડી હાથ મારી માગ;
સીતા આપ ઝટ આ વાર, નહિ તો થાય વિધવા નાર' ૧૮

મ્હેણાં એમ બહુ વિધિ દીધ, એણે વાત ઉર નહિ લીધ;
જપમાં બુદ્ધ અંતર કીધ, સાધે શું સમાધિ સિદ્ધ. ૧૯

ગંદી બોલતાં તવ ગાળ, મારે યજ્ઞ પર કપિ ફાળ;
તોપણ ઊઠતી નહિ ઝાળ; અમૃત જેમ વામે વ્યાળ; ૨૦

ત્યારે શેષતનયા ધામ, જાવા ભીંડતા કપિ હામ;
પાડે ગ્રામ્ય શબ્દો કાન, કરતા દેહપર તોફાન; ૨૧

રગ રગ વૃદ્ધિ પામ્યો રોષ, લેઇ બાણ કરતો ઘોષ;
સામો ધાય ધરતો દર્પ, જાણે વિફરેલો સર્પ. ૨૨

"હોહોકી" કરીને વીર, અરિના પ્રાણ અર્થ અધીર;
બનતી રુદ્ર સમ તસંવીર, ફેંકે બાણ સુર જ્યમ નીર. ૨૩

થાયે ધનુસના ટંકાર, નભના મેઘને અનુસાર;
ચમકે વીજ ધર્ષણ રક્ત, વરષે સ્વર્ગથી જ્યમ રક્ત. ૨૪

કોને શીવ વાગે ઘાવ, ઘાએ ઉષ્ણ રક્ત જમાવ;
તોપણ રીસ રીસને રીસ, કરતાં કારમી દે ચીસ. ૨૫

કોના હાથ ઊડી જાય, કોની આંખ ફુટી જાય;
કોની કેડ તૂટી જાય, કોનાં હાડ ભાગી જાય; ૨૬

કોના ચોટલા ચુંટાય, કોનાં શીર્ષ દિવ્ય કપાય;
કોનું હ્રુદય પણ ભેદાય, મરતાં કો ન પાણી પાય; ૨૭

તોપણ યુદ્ધમાં નિમગ્ન, અંગો સર્વ થાતાં ભગ્ન;
બમણા વેગ સાથ કબંધ, દોડે મારવા થઇ અંધ. ૨૮

મૈત્રી મર્ણ સાથે કીધ, જીવન આશ મુંકી દીધ;
તેના વેગનો નહિ પાર, માર્યા લક્ષ કોટિ હઝાર. ૨૯

જેને અંગનું નહિ ભાન, જેને લાગ્યું રણનું તાન;
તેણે પરી કીધી તુષ્ટ, તેણે મહી કીધી પુષ્ટ. ૩૦

દાંતે ઝાલતાં સમશેર, કેણે લક્ષ કીધા જેર;
જાણે અંગ ચઢિયો ફેર, રમે તેમ કરતા કેર. ૩૧

જાણે દિશાના દિગપાળ, આવ્યા શેષ તજી પાતાળ;
આવ્યો ફાળ ભરતો કાળ, શક્તિ સૈન્ય લેઈ કરાળ; ૩૨

આવ્યા રુદ્ર પણ અગિયાર, રણમાં ભાગ લે આ વાર;
એવું યુદ્ધ વિપરીત થાય, ફાટી વજ્ર હૈયું જાય. ૩૩

ઊડે બાણ લેવા પ્રાણ, તેનો વળે વચમાં ઘાણ;
થાએ પણછપર પણ તાણ, રે'તું એક નહિ એંધાણ. ૩૪

વાએ વાત ચાલી જાય, જાણે લંકમાં ન સમાય;
ઊડુગણ પાર ઊડી જાય, મહીતળ મધ્ય ઉતરી જાય. ૩૫

જાણી વાત આ લંકેશ, કરતો ચિત્તમાં બસ ક્લેશ;
આણે હ્રુદયમાં આવેશ, ખાતો હીંડતાં પણ ઠેશ; ૩૬

મ્હોંનો ઉતર્યો ઉજ્જેશ, હિમ્મત હોય શાની લેશ?
તોપણ રાખતો બસ દ્વેશ, સેના મોકલી ત્યાં બેશ; ૩૭

અરિને મારવાનું તાન, તેનું આણવા અવસાન;
વારે વાર દે છે શિખ, પીધું સઘ લલના વિખ. ૩૮

જાણે ભાદ્રપદનો મેઘ, તેવું તૂર્ત તાણી તેગ,
આવે સૈન્ય અપરંપાર, તેતો થાય ક્ષણમાં ઠાર. ૩૯

કોના દીનતાપોકાર, કાને ના પડે પળવાર;
મરતાં હોં માણે ઉર, જાણે ચઢયું સતીને શૌર્ય. ૪૦

વાગે બાણ કારી ક્રૂર, તોએ યુદ્ધમાં મગરૂર;
વાગ્યાનું જરા નહિ ભાન, જેને યુદ્ધમાં છે ધ્યાન. ૪૧

જીવ્યે લાખના કે'વાય, મરતાં લાખ સવ્વા થાય;
ત્યારે વ્યૂહમાં જયકાર, કરવો શેં નહિ આ વાર. ૪૨

એવા ઝટ્ટ કરતા તર્ક, યોદ્ધા દોડતા જ્યમ કર્ક;
થાતા યુદ્ધજળમાં ગર્ક, કરતા અસ્ત જાણે અર્ક. ૪૩

દા'ડે પડી જાણે રાત, થાતો સૂર્ય કરનો પાત;
આંખે વદન નવ દેખાય, પરકે પોતિકો ન જણાય; ૪૪

મૂવો કોણ તે ન જણાય, જીવન્તો નહિ પરખાય;
કો'ની સાથ કરવું યુદ્ધ, તેની ના મળે કૈં શુદ્ધ. ૪૫

માંહો માંહ્ય લડતા વીર, કાપા કાપી કરતાં ધીર;
મારે ભાઈને પણ ભાઈ, સસરાથી હણાય જમાઈ; ૪૬

મારે પુત્રને નિજ તાત, મિત્રે મિત્ર કરતા ઘાત;
ભારે ત્રાસમય ઘમશાણ, થાએ યજ્ઞકુંડ મશાણ. ૪૭

તે દિન યુદ્ધમાં થઇ સ્થિર, ધરણી જે ઢળ્યા રણધીર;
તેનો થયો યાદવ વંશ, જેમાં કૃષ્ણ છે અવતંસ. ૪૮

સામાં આવતાં જે બાણ, ઉડાવે વીરાના પ્રાણ;
જાણે બાણરૂપે વાત, આવે યુદ્ધમાં સાક્ષાત. ૪૯

જ્યાં ત્યાં બાણ બાણ કૃપાણ, જ્યાં ત્યાં વળે જનનો ઘાણ;
શરમય સૃષ્ટિ સઘળી થાય, જાણે સ્થાનમાં ન સમાય. ૫૦

જાણે ધર્મ જીવિત લાજ, જાણે રાજ સુખ સમાજ;
જાણે મોક્ષ વૈભવ દ્વાર, રાખે યુદ્ધપર આધાર; ૫૧

એવો કોપ કરતા વીર, ફેંકે કારમાં બહુ તીર;
એવાં પડી થોકે થોક, તોડે અદ્રિ લોકાલોક; ૫૨

લેઈ મુકૂટ ઉડી જાય, બાજુબંધ પણ લઇ જાય;
કો'ના છીનવી મણિહાર, ઊચ્ચી ચઢે શરની હાર; ૫૩

ચોંટી આભમાં જઇ તેહ, પાડી વજ્રમાં પણ વેહ;
તારા રૂપ તે દેખાય, જેનું તેજ ક્યાં ન સમાય; ૫૪
છૂટે ખરા તારા આજ, છોડી સ્વર્ગ કેરૂં તાજ;
તેના લાખ કડકા થાય, કોહીનૂર તે લ્હેવાય; ૫૫

તોપણ તેજ શાનું થાય, ભારે અસ્ત્રનો સમુદાય;
જાએ સ્વર્ગને પાતાળ, જાએ અબ્ધિમાં તત્કાળ; ૫૬

તોડી જાય ગઢ કૈલાસ, જેમાં ધૂર્જટીનો વાસ;
જેહે ત્રિશૂલથી સુરક્ષ, પુત્રી સાંપતો જ્યાં દક્ષ. ૫૭

જેમાં ભુત ગણ છે લક્ષ, જ્યાં છે અભય કેરો પક્ષ;
જ્યાં છે કાળ જેવા અક્ષ, જ્યાં છે પ્રાણ ઘાતક જક્ષ; ૫૮

ત્યાં થઇ કાળ રૂપ અકાળ, પાડી પુત્ર જનને ફાળ;
મારી ભવ લલાટે ફાળ, ભેદે બાણ શશિવર બાળ. ૫૯

તેથી થાય અમૃતપાત, પીતાં શિરસ થઈ રળિયાત;
પામી જીવ રૂડા અટ્ટ, કરતાં હાસ્ય ભુંડાં અટ્ટ; ૬૦

જોઈ વ્યાળ મસ મકળાય, મારી ફુંક ડસવા ધાય;
તેનો થાય મસ ખભળાટ, થાએ ભુતના કકળાટ; ૬૧

સિદ્ધિ નિર્વિકલ્પે રોધ, થાતાં શંભુ કરતા ક્રોધ;
ત્રીજી ઉન્મિલે છે ચક્ષ, અગ્નિ સર્વ કરતો ભક્ષ; ૬૨

આવે બાળવાને વ્યૂહ, પૂરો ના પડે પણ ઊહ;
તેથી સાગરે લય થાય, વડવા રૂપ શૂં થઈ જાય, ૬૩

તેથી અંબુધિ સૂકાય, તનયાથી નહિ સ્હેવાય;
વિનવે નાથને બહુ વાર, ચઢવા શ્વસુર કેરી સ્હાય; ૬૪
સૃષ્ટિ છેક ઓછી થાય, ઘડતાં વાર પાછી થાય;
અમથો દેવલોક ભરાય, તેનું દુઃખ અંતર થાય; ૬૫
તેથી ઇંદ્ર બ્રહ્મા દેવ, વિનવે ઇષ્ટને તતખેવ;
હાવે સ્હાય આવો નાથ, પકડો દુષ્ટ કેરી નાથ; ૬૬
તેથી પૂર્ણ ધારી પ્રેમ, વિષ્નુએ કરીને રે'મ;
લક્ષ્મણને દિધું બળ પૂર્ણ, કરવા ઇંદ્રરિપુને ચૂર્ણ. ૬૭
કૂદી મારતા બહુ અસ્ત્ર, વીરા છેદતા તન વસ્ત્ર;
લેતા શસ્ત્રનું પરમાણ, ઓળખવા કરે અનુમાન. ૬૮
એના યુદ્ધની તતબીર, સુણતાં પંડ થાએ વીર;
તેને વર્ણવી ક્યમ જાય, તેનો વાદ શેણે થાય? ૬૯
પરશુરામ બાણાસુર, આધુનિક અર્જુન શૂર;
યોદ્ધા ભીષ્મ દ્રોણ કરાળ, પૃથ્વીરાજને શૂ પાળ; ૭૦
તેનાં યુદ્ધ નવ લેખાય, ચેષ્ટિત બાળનું કે'વાય;
જ્યારે યુદ્ધ આ સમજાય, શબના ઓઘ ગિરિ જ્યાં થાય. ૭૧
શ્વાસોશ્વાસ ખોજે લાગ, લેઈ રૂપ લઢતા નાગ;
તેવે દૈવઇચ્છાસાથ, લક્ષ્મણ કાપતાં અરિહાથ, ૭૨
નાંખી રાંડ ફાટયો પાંડ, માંડી જેમ નૂતન રાંડ;
મારી સિંહ જેવી ફાળ, બેઠો શત્રુ માથે કાળ; ૭૩
સીતાનું થયે પણ સ્મર્ણ, ખેંચી લક્ષ્મણે અરિચર્ણ;
ઊતાર્યા રિપુ ને રીસ, ઉતાર્યું ધડેથી શીષ, ૭૪
ઊતાર્યો ધરાનો ભાર, ઊતાર્યો શૂરાનો ખાર;
ઊતાર્યો દશાનનગર્વ, ઊતાર્યા મહેણાં સર્વ,. ૭૫
ઉતાર્યા *સુતાના કેશ, ઉતાર્યો સતીનો ક્લેશ;

---

* સુલોચના શેષની દીકરીછે, અને લક્ષ્મણ શેષનો અવતાર કે'વાયછે.

ઉતાર્યો તજે લંકેશ, ઊતાર્યો જળે દીનેશ. ૭૬

ઊડયા હાથ નારીધામ, ઊડયું શીર જ્યાં છે રામ;
રમે ધડ કરે સંગ્રામ, માર્યા લક્ષ કપિ આ ઠામ. ૭૭

હાહાકાર વરત્યો અત્ર, સ્તંભિત ચિત્ત છે સર્વત્ર;
રાક્ષસ વાંદરાં દિગમૂઢ, હલવે હસ્તિ પણ નહિ શુંઢ. ૭૮

ઓચિંતું થયું શું આજ, જાણે સાવ મારે બાજ;
જાણી થયું બકનું રાજ, રાક્ષસ વર્ગ આવે વાજ. ૭૯

રણમાં થાય નાસાનાસ, ઊભો કો ન કે'વા "હાશ";
દોડી સ્હેજ ઠોકર ખાય, તેનાં અંગ સહુ ચગદાય. ૮૦

જ્યારે ઇંદ્રિનો જિતનાર, રણમાં થાય અસિથી ઠાર;
ત્યારે સેનના શા ભાર, છોડે જીવ લાખ હજાર. ૮૧

છોડે કાંચળી જ્યમ સર્પ, છોડે યોગિયો જ્યમ દર્પ;
છોડે પંડિતો જ્યમ વાણ, છોડે પાટવી ત્યમ પ્રાણ. ૮૨

મુંકી ઇંદ્ર કેરૂં નૃત્ય, મુંકી રોજનું શુભ કૃત્ય;
આવે પરીનો સમુદાય, રંભા મેનકા પણ ધાય, ૮૩

કરવા ઇંદ્રજિતનું લગ્ન, રે'વા રોજ એમાં મગ્ન;
પરવશ ચિત્ત કરવા આજ, સ્વાધીન તોય મુંકી લાજ; ૮૪

લોભી જેમ ભારે દામ, કામી જેમ રૂડી બામ;
વીરા જેમ કીર્ત્તિ કોટ, લેવા મુંકતા મસ ડોટ; ૮૫

તેવી પદ્મિણી નવરંગ, થાએ છે ઊગાડુ અંગ;
છૂટા ઉડતા પણ કેશ, કોમળ પાય વાગે ઠેશ; ૮૬

જાણે રત્ન નિધિ લુટાય, સુધાનો ઘડો વહી જાય;
અથવા પુત્ર લેવા કાજ, મળવા કેજુવાની રાજ; ૮૭

દોડે હોંસથી લે શ્વાસ, તેની પૂર્ણ આવે વાસ;
વામાં સર્વ તે અથડાય, તેનો શબ્દ મધુરો થાય; ૮૮

પગનાં વાગતાં નૂપુર, મળતુ બંગડીનું સુર;

જાણે સૂચવે વાદિત્ર, પર્ણે કીર્ત્તિ ને સૌમિત્રં. ૮૯

**દોહા.**

ભાણુ પ્રતાપી લંકના, સુલોચનાના પ્રાણુ;
જાણુ અન્તરે ડુબિયા, બરદરીએ જયમ વ્હાણુ. ૯૦

**સર્ગ ૨૪ મો સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૫ મો.

### સુલોચના વિરહ વર્ણન.

**વિયોગિની અથવા વૈતાલીયવૃત્ત.**

પતિની છબિ ધારતી સતી, સ્થિર ચિત્તે પ્રભુને યથા જતિ;
ક્ષમણે કર ધારતાં રતિ, સમ સુતી ઉમરે પ્રભાવતી. ૧

હવણે પતિ ઘેર આવશે, મનમાની વહુને લડાવશે;
મખથીં પરવારશે યદા, પ્રિય અંકે શિર ધારશે સદા. ૨

ત્યમ ઘાટ ઘડી ઘડી ઘડી, મદમાતી મુદ હીંચકે ચઢી;
હવણે શ્રવણે ન સાંભળે, જગમાં નાદ મહા થતા ભલે. ૩

મન વત્સલ-નાથમાં ધરી, પરથી મુક્ત રહે સતી ખરી;
ધરતી નવરંગ અંગને, રતિ તોએ પ્રણમે અનંગનો! ૪

નમતી લલના નમે ઘણુ, સ્તન નીચે પણ થાયના અણુ;
ક્ષત નિત્ય થતાં નવિરમે, અભિમાની નહિ ગર્વ નિર્ગમે. ૫

નવ ભાન લગાર યુદ્ધનુ, નવ લેખે ભણકાર સુતનુ;
મનમાં પતિને ધરી દ્રવે, સુખ સંયોગ તણું અનુભવે. ૬

જયમ સન્નિવિ આવીને જવે, ઊર નાભી કટિલંક વાળને;
નિજ દ્રવ્ય ગણી ભવોભવે, પતિ સ્વેચ્છા અનુરૂપ ભોગવે. ૭

જ્યમ હાસ્ય વિનોદથી રંભા, રમતી લાજ તણી તજી તમા;
થઇ બાહ્ય વિકારથી પરી, મનનો વેગ પતિવિશે ધરી. ૮

ધરતો સુરતિ રણાડ્.ગણે, યશ-કીલ્લો મૃત શત્રુથી ચણે;
પણ તે સમયે ધરી રતિ, રમણી સંગ અહો! રમે રતિ. ૯

અતિ પ્રેમ પ્રકોપ આદરે, સ્થળ એકાન્ત વિયોગ ના કરે;
અલગી સતી રે' ન નાથથી, તન જૂદાંપણ લગ્ન ચિત્તથી. ૧૦

પણ શક્તિ વિવિ મહાધરી, ન અદેખાઈ કરે જરાપરી;
ગુણ, રૂપ, સમૃદ્ધિ યોગનો, ન થવા દે સહવાસ રે! ઘણો. ૧૧

હસતી જવ સાથ હાસ્યથી, નયણે મત્ત પ્રમોદ ભારથી;
નખથી નખરાં ખરાં કરે, પતિનો દેહ સુબાહુમાં ધરે. ૧૨

મુખથી જ્યમ ચુંબતી પતિ, અધરોષ્ટે વમતી સુધાઅતિ;
ક્ષણમાં ભૃકુટી ચઢાવતી, બહુમાને અતિને નિવારતી. ૧૩

પણ તિર્યગ દૃષ્ટિથી જુવે, તવ રોમાઞ્ચ થતો રુવેરુવે;
મુખમાં મુખ ભેળવી પ્રિયા, જ્યમ પારાવતની કરે ક્રિયા ૧૪

થઈ અમૃત પાનથી રમા, મન આલ્હાદતણી ભરે સીમા;
રતિ હોય ઊતારતી ગળે, અથવા મધ સુકંઠમાં ગળે. ૧૫

ત્યમ વૃત્તિ પરાધીના થઇ, "પ્રમદા" કેવળ પ્રેમદા રહી;
હળવે દઈ ચીસ કારમી, વિરમી લાજધરી રહે નમી. ૧૬

મુકતી શ્રમ શ્વાસ પદ્મિણી, દીપતી કાય સુવર્ણની ઘણી;
રમણી હરખે સુવે ચતી, જ્યમ સ્નેહે ન્હવરાવતી પતિ. ૧૭

બહુ ચેષ્ટિત હાવભાવથી, અથવા વલ્લભને રમાડતી;
કુચ વામ કરે ધરી રહી, શ્લથનીવી કર દક્ષિણે ગ્રહી. ૧૮

કચ ચાલનથી ધરે પુઠે, પતિ રોકે દઈ ઠેશ અંગુઠે;
સહુ ગાત્ર શિથિળતા ધરે, પરમાનંદવિષે ત્રિયા તરે. ૧૯

બહુ ગોપિત તોય ગૌદ્રવે, સુખસીમા ત્રણ લોકની જવે;
વિરહે પણ નાથને ધરી, નવલા રંગ રમે કૃશોદરી, ૨૦

પણ અંતરને ઊંડે ખુણે, અવળો સંશય લેશ ના ગણે;
જવ વક્ત્ર દીપે અનંગથી, તનમાં રક્ત ચઢે ઊમંગથી. ૨૧

ઠરતી પતિ બાહુમાં યદા, વમતી નાર વિયોગ આપદા;
તવ રક્ત પડયો ધરી ધ્રુજ, સ્તન સ્નેહાર્ણવમાં કરામ્બુજ. ૨૨

ઉછળી વનિતા સમાધિથી, ઉછળ્યો શોક સમુદ્ર પાજથી;
ઉછળ્યો પણ ક્રોધ ચિત્તથી, ઉછળી વક્ષસ શાન્તિ ભાવથી. ૨૩

ક્ષણ મૂર્છિત થાય સુંદરી, ક્ષણમાં સ્તબ્ધ બને કૃશોદરી;
કરપાય ધસી ક્ષણે રુવે, ક્ષણ ન્યાળી કર નાથનો જુવે. ૨૪

ક્ષણ શાપ થકી દિશા ભરે, ક્ષણ રોળી તન આંખડી ભરે;
ક્ષણ શૂન્ય બની ધણી જપે, વનિતા દીન વિલાપ આલપે. ૨૫

"પતિ વલ્લભ છેતરી પ્રિયા, કરતાં વાત સટી કયહાં ગયા;
હવણાં ઝટ આવુછું કહી, હૃદયે પ્રેમ જરા ધરો નહિ. ૨૬

કર દક્ષિણ લગ્ન કાળમાં, કર વીંટી બનતો વહાલમાં;
દઇ તે પણ આજ એકલો, થઇ મ્હારા પ્રભુ દૂર ક્યાં પળો ? ૨૭

કરમાં કર આંખ આંખમાં, હૃદયે અંતર અંગ અંગમાં;
મનમાં મન મેળવી હવે, કર દીધે પતિ કેમ પાલવે ? ૨૮

પરણ્યા બહુ લાડકોડથી, મકલાતા તન હેમ છોડથી;
નવ અંતર સ્હેજનું સહો, મુજ વક્ષસ્થળમાં રમી રહો. ૨૯

સધળી મન વાંછના ભરી, કરતા પુષ્ટ પ્રિયા કૃશોદરી;
રમતા રણવાસમાં સદા, ક્યમ આજે રણવાસમાં પડયા ? ૩૦

તમ સંગ પતંગના કર, રમતાં રંગ અનંગનાં શર;
નગણું અણુ પ્રેમ જ્યાંભણું, તમહીણી પણ ભસ્મ હું બણું. ૩૧

બહુ પ્રેમ મને બતાવતા, હૃદયે લેશ શકે ન ધારતા;
અથવા ક્યમ સંચરો ફરી, ગૃહકારાગૃહ નારનું કરી. ૩૨

અબળા નિજ આશ્રયે ધરી, વણરક્ષા કયમ એકલી કરી;
પણ સ્વાર્થે ભજી દયા તજે, ન મનસ્વી જન પ્રેમને સજે. ૩૩

નવિચાર કર્યો ભાવિષ્યના, પથ લીધો મુજ હીન સ્વર્ગનો;
શઠ સ્વારથલમ સર્વથા, નવ ધારે પરદુઃખની તથા. ૩૪

પરણ્યા જતવ વેદિકાપર, ચઢિયા નાથ ધરી ત્રિયાકર;
ઝુરતી પ્રમદા હવે છતે, સ્વરસોપાન ચઢાય આમ તે? ૩૫

લઇ સોગન કોલ આપતા, મુંજમાં સ્નેહ બધો શમાવતા;
ક્યમ શોક કરી હવે ચશ્યા, અસિના કૃત્રિમ ભાવમાં ફસ્યા. ૩૬

મુજથી અતિરૂપ ક્યાં હતુ, કુળ એનું પણ થાય ના છતુ;
ગુણહીન તથાપિ નારના, અવળા ધા ગુણકાર શું ગણ્યા. ૩૭

ઘટ વજ્ર શરીર પંજરે, ભરતા સ્નેહ ભલે ઘણો વરે;
ઘટ ભસ્મ સમાન તે કરી, સરવાઘો અસૂ સાથ શું હરિ? ૩૮

નવ ક્લેશ સહ્યો પિતાગૃહે, નવ રે'તી તમ સંગ નિગ્રહે;
ગૃહ હર્ષ વિના. ન સંગ્રહે, ગૃહ ના થાય વિયોગ વિગ્રહે. ૩૯

પણ આજ લલાટ ફુટતાં, ફુલ તોએ થઇ બાણ છૂટતાં;
વિષ તુલ્ય બને વળી સુધા, પ્રભુ પાસા વ્યથમાં પડે ઊંધા. ૪૦

નવ આશ્રય અન્યનો કર્યો, નવ વિશ્વાસ જરા બિજે કર્યો;
પતિત્યક્ત વ્યથા ન તે સહે, ન વિખૂટી હરણી ક્ષણે રહે. ૪૧

વિરહાનળ સર્વથા બળે, સ્થળ પૃથ્વી નભ મધ્ય ના મળે;
ડુબતો તવ શોકસાગરે, તમ નારીપર ક્રોધ વાપરે. ૪૨

પ્રિય પાય પડી રડી કહું, નવ જૂદી કરવી ભલી વહુ;
અસિલગ્ન સુલોચનાસટે, નવ પત્નીવૃતને જરા ઘટે. ૪૩

પતિ રાસ વિલાસ આદર્યો, રતિ કંદર્પ અદર્પમાં ધર્યો;
બહુ તે ઈરષા હવે કરી, ડસશે ઝેર રગે રગે ભરી. ૪૪

કુણ ચુંબન હોંસથી કરી, સ્તન મૂર્ખાઈ તજાવશે ફરી;
રમશે કુણ આપને જવે, મુજ વક્ષસ્થળ ખાટમાં હવે. ૪૫

વરસો પ્રભુ સ્નેહ આંખથી, લતિકા પુષ્ટ બનેલ તેહથી;
પણ વર્ષણ બંધ થાય છે, તવ નિસ્તેજ બણી સુકાય છે. ૪૬

વળગી તમ સાથ સાધ્વી, નિરખી રોજ સુકાય માધવી;
પણ તે બહુ રીસ કાઢશે, ચૂતની સાથ વિલાસ માંડશે. ૪૭

શશિ પદ્મ વસંત આજથી, વ્યથ દેશે વિપરીત રીતથી;
અથવા તમસાથ આવવા, મુજને સાહ્ય થશેજ વાહવા! ૪૮

મુજ કારણ શોક છે નહિ, પણ લંકાજન ઝૂરશે સહી;
અભિરામ મુખેન્દુ નીર્ખવા, પતિ વ્હાણે જન ક્યાં જશે હવાં? ૪૯

પ્રમદાપર પ્રેમ રાખવો, પરનારી કૃત સંગ ત્યાગવો;
શિખશે ઊગતા નં એ યુવા, જન વૃદ્ધો પુરશે હવે કુવા. ૫૦

પતિ! માત મનોહરી સતી, તમ સ્નેહે ઠરતી સદા હતી;
ઝુરતી કુટતી મરી જશે, અથવા ડા'પણ આજથી જશે. ૫૧

ઘરમાં હસતે મુખે જતા, ભગિની ભાઇ પગે વિંટાળતા;
મુજ સન્મુખ દૃષ્ટિ નાંખતા, મૃદુ વાક્યો ગુણકાર ભાખતા. ૫૨

નવ કોપ ગૃહે કદા કર્યો, ક્ષણ ઓછો નવ પ્રેમને ધર્યો;
પણ હાય હવે દશા ફરી, મુખ વીલાં સ્વજનો રહ્યાં કરી. ૫૩

ગજ ચાલ કૃપાળુ કાળજુ, વચનો માર્મિક કાનમાં હજુ;
સહુ સાંભરતાં વધે વ્યથા, જગમાં છે સ્મૃતિ દુષ્ટ સર્વથા. ૫૪

પતિ! પુન્ય ત્રિલોકનુ હવે, પરવાર્યું કુળદીપ હોલવ્યે;
પશુ પક્ષિ થયાં દયામણાં, ક્યમ લેશે તમ નાથ ભામણાં. ૫૫

ગઢલંકપ્રજા સુલોચના, બહુ વ્હાલી જીવજાન અંગના;
વિધવા પણ એયને કરી, ધિક! આ કંચન કાય પહેરી. ૫૬

પતિ! જીવસમાન જાળવી, ક્યમ દુઃખાર્ણવ મધ્યકાલવી;
થઊ મૂર્છિત દાહથી બળું, અબળાનું ગજુ હોય કેટલું. ૫૭

ઘર પ્રસ્તુત શુદ્ધ આદરી, નહિ સીમંત અભિરુચિ કરી;
નવ પુત્ર તણાં લીધાં સુખ, નવ દીઠુ ઘરમાં વધૂમુખ. ૫૮

યુવરાજ ગણે ધરી ઘર, ન થયાં કારજ ભારથી પર;
નવ રાગ વિરાગ સાધિયો, ધિક્ એળે અવતાર ગાળિયો. ૫૯

અથવા ચળ પ્રીતિ હું ધરૂ, પતિ જાતાં ક્યમ દેહ આ ધરૂ:
વિરહાનળથી બળું અતિ, પણ છાતી ન કઠોર ફાટતી. ૬૦
ચિરકાળ વિયોગ નાથનો, હલકો દેહ થકી અરે ગણ્યો!
નહિ તો કર એકલો અહી, ક્યમ સંસાર વિષે શકું રહી? ૬૧
ક્ષત અંગ વિષે ઘણા કરે, પતિ સાથે પણ હર્ષ વિસ્તરે;
અરુજાકરી આજ તે કર, પણ દે શોક ઘણો વિના વર. ૬૨
પતિકારણ દેહ જો ધર્યો, પતિને સાથી પ્રયાણનો કર્યો;
તવ આ ક્યમ વાર થાયછે, પતિ નિર્વાણ પદે સમાય છે. ૬૩
બહુ અંતર વારથી પડે, મનથી વેગ પતિ તણો ચડે;
નહિ વાર વિચાર શોચના, કરતાં દેહ ધરૂં અસૂ વિના. ૬૪
વણકારણ થાય જો સ્થિતિ, અમથા સંશયમાં પડે પતિ;
રમતું જવ નાથ હાથમાં, તવ શો શોચ ચલિત વાતમાં." ૬૫
મન એમ વિચાર આદરી, સહિ સોળે નિજ વાસમાં ધરી;
સતી ગદ્ગદ કંઠથી ગિરા, વદતાં દુઃખ તણા વહે ઝરા. ૬૬
જગરાગ વિરાગમાં ધરી, વિચરે મૃત્યુ સમીપ સુંદરી;
રણમાં પતિદેહ ખોળવા, નિકળી રૂપ ધરે યથા શિવા. ૬૭
શમ બોધ રમા ઉકેલતી, જયમ દેવી મૃત સાથ ખેલતી;
લઇ નાથ કબંધને સખી, શણગારી મણિયુક્ત પાલખી. ૬૮
શિર રાઘવસેનમાં ભણી, ગત ચાલે જયમ મત્ત હાથણી;
ભય મોહ વિકારથી પરી, પતિ લેવા જયમ હીંડતી પરી. ૬૯

## સોરઠો.

વડવાનળથી જેમ, ગંભીર સાગર ઊછળે;
વિરહાનળથી તેમ, ચિત્ત સુનયનાનું છળે. ૭૦

**સર્ગ ૨૫ મો સંપૂર્ણ.**



# સર્ગ ૨૬ મો.

## શિખરિણી.

નદી જેવી કન્યા પ્રિય સહચરી પાર્શ્વ ધરતો,
કરેછે ઉછાળા હરખભર શું નૃત્ય કરતો;
દબાવીને જ્વાળા પરવશ કરી અગ્નિ વહવા
કરેછે શું ચાળા જલનિધિ રવિ સાથ લ'ડવા. ૧

અસુરોને સુરો અચળ અહિનો જોગ કરતાં,
મહા યત્ને વિશ્ણુ જળનિધિ વલોવે જળ છતાં;
મહા રત્નો તોએ અમૃતયુત દેછે અવિકલ,
મહાત્મા સોરંગી સમ પીડિત દે રંગ નવલ. ૨

ક્ષણે ધાઇ ધાઈ સ્થળ પુલિનને જાય મળવા,
ક્ષણે ધીરે ધીરે મૃદુકણુ દ્રવે વૃક્ષ ફળવા;
જણાવે છોળોના ધવલ જળથી સ્નેહ વિપુલ,
અહો! અંભોધિની મહીઝધનમાં પ્રીતિ અતુલ! ૩

મહા ઋક્ષો તારા શશિ રવિ અને આભ ગળવા,
ભલી ભુંડી વસ્તુ ઉદર દરીની મધ્ય ભળવા;
વિરાટે રાખ્યુંછે મકર સમ પો'ળુ વદન કે,
ભણેછે ખાવાની રીતિ મકરની સાગર શકે. ૪

પ્રભાવે છે મો'ટો અકલિત ઊંડો શ્યામ શરીરે,
પ્રસન્નાત્મા શ્રીમાન્ ગભીર મલ રાખે નલગિરે;
નથી એ મસ્તાની અતલિબળ ખારોપણ જળે,
અરે આ સંસારે સકળ ગુણ એકસ્થ ન મળે! ૫

હણે જે જોતામાં દ્વિરદ ગણને સિંહ જબરો,
ધરાને ધ્રૂજાવે જ્વલિત મુખ જે ભૂધર ખરો;
કરાવે જે મૂર્છા મુખરસ્વર વાત્યા ધ્વનથકી,
ત્રણે ત્રાસે એવા અતુલિત મહાચંડ ધ્વનિથી. ૬

રૂપાળી કાન્તાનાં સ્તન ઝઘન આલિંગન ભરે,
સુગંધી સાહીને ત્રણ ભુવન આશ્વાસિત કરે;
વિયોગી સંયોગી હૃદય ભરતો દિવ્ય મુદથી,
સુધા જેવા એવા સ્વજનિત વિદેહી પવનથી. ૭

વહે લક્ષ્મી જેમાં લટભ લટકાળી મધુરતા,
શશી વર્ષે જેમાં અતિશય સુધાની શીતળતા;
પ્રિયાના લાવણ્યે લવણ રસ વામે સ્થળ સ્થળે,
મહાત્માના હૈયા સમ પુનિત તે શીતલ જળે. ૮

મહા મોજાં નાંખી વલય રણુકાનો સ્વર કરી,
ગૃહે શાન્તિ ભારી મનુજ પ્રતિચાંચલ્ય પ્રસરી;
જનેતા લંકાના પદતળ વિષે અંજલિ ભરી,
મહત્તા રીઝાવી જળનિધિ કરે નિત્ય બસરી. ૯

મહાલક્ષ્મી સાથે જગત પતિને કૌસ્તુભ મણિ,
હરિ માટે હાથી ત્રણ ભુવન કાજે નિશમણિ;
સુધા દેવોને ને ગરલ મદિરા ઈશ અરથે,
દઇ મો'ટા અબ્ધિ; સતત યશની વૃદ્ધિ ગરથે. ૧૦

કણો છંટાએછે લઘુ શીતલ શ્રીસૈકતવને,
ચઢી જાણે માતા ત્યમ ધુનિત ભૂરુહ પવને;
પડ્યા ના'ના મો'ટા કઠિણ પથરા કૃષ્ણ તટમાં,
ધસે તેમાં વારિ જળનિધિ રહે તોય વટમાં. ૧૧

પશુ ત્રાડે દોડે મુદિત મન ઊચ્છૃંખલ બને,
રમે પક્ષી પ્રાણી જળચર નિરાંતે સુરતને;
ધરે પ્રીતિ, ભીતિ રહિત બહુ કલ્લોલ કરતાં,
ઠરાવે આત્માને રસિક રમુઝી ગાન રટતાં. ૧૨
ઠરાવેછે આત્મા વિરહિત તણો વિસ્મરણથી,
ઊતારેછે જીવો ત્રિગુણિત અવિદ્યા શરણથી;
જરાચિંતા ક્યાંથી પરનિજ યદાવૃત્તિ •
કહો શું શું અત્રે મહત જનનો સંગ • ૧૩

અહે આંકાશોથી મલ રહિત આભાસ ન કરો,
નદી નારી કેરો પુનિત ગુણ ધારે કૃતિ ખરો;
ધૃતિ પૃથ્વીથીને અચળ સ્થળથી ગૌરવ ઘણું,
મહાત્મા ખેંચેછે ભ્રમર સમ સારૂ સરવનુ. ૧૪

સ્વભાવે બેરંગી પણ વરણમાં શ્યામ વિલસે,
ગળી જાતાં સર્વે ધવલ સ્મિતથી પૂરણહસે;
ખરૂંખારૂપાણીપરઉપકૃતિથી દૂર રહે,
અહો! આ અંભોધિ અસુર વસતી નિકટ વહે. ૧૫

જળે મત્સ્યો કચ્છો મગર દિનને રાત વસતા,
રમી ખાતાં પીતાં લઘુ ગુરુ સદા જીવ ઠરતા;
કરે ધંધા ધારી નિજ ઉચિત ત્યાં બાધ ન નડે,
ખરે પૃથ્વી જેવું જળ નિધિ પ્રવાહી સ્થળ જડે. ૧૬

તટે ચારે ખુણે સરસ કદળી સ્થંભ દીપતા,
કરીછે અંધોળી ધુળ ઉપર વાગા પ્રસરતા;
સ્થળે પાણી છાંટયાં ચૂત કુસુમનાં તોરણ કર્યા,
જરી કેરાં ભારે ધ્વજ સમૂહ વિતાન વિખર્યા. ૧૭

રચી મધ્યે ચીતા સુખડ તુળસી કાષ્ટ ખડકી,
સતીને છે જાણે સ્વર નગર ગોપૂર ખડકી;
ભરેલાં રેડેછે અસુર વનિતા પાત્ર ઘૃતનાં,
દ્રવેંછે શું આજે અસુર જનનો સ્નેહ મનનો. ૧૮

વધુ જીવ્યા સારૂ વર વશથવા કે પરણવા,
હણાવા કે વ્યાધિ ઉદયન્પથ સંસાર ચઢવા;
ભલી લેવા કાજે જગતજનનીઆશિષ હવે,
થયા લોકો ભેગા તનય ધનની આશ મળવે. ૧૯

વદે "જંબે જંબે" કર કુસુમના હાર લઇને,
નમે વારે વારે પદ કમલમાં શીર્ષ ધરીને;
જતા ભૂલી સ્હેજે સતી નિરખતાં ભાન સઘળુ,

મનોવૃત્તિ કરૂં ગમન સતીની તર્ફ ઊછળ્યું. ૨૦

કરે વૃષ્ટિ મુક્તા નવ કુસુમની લોલ લલના,
પતીને છાંટે છે અમૃત જળ દેવો સ્વરગના;
સ્વભાવે છે ભૂંડા અસુર પણ આનંદ વરસે,
અહો ! આ લંકામાં વિપરીત થતાં હર્ષ વિલસે! ૨૧

રહ્યો શોભી આજે અમલ નભમાં ભાસ્કર ભલો,
સુગંધી વાએ છે મૃદુ મૃદુ વદી વાત વિરલો;
ઊગ્યો શું શીતાંશુ ત્યમ જળ તરંગો ઊછળતાં,
તટસ્થાયી વૃક્ષો નમન કરતાં સાથ મળતાં. ૨૨

મુકી છૂટી ન્હેરો સુરઅલકનંદા અલકની,
તજી ખારી સેરો મન જડિત ખંદા ખલકની;
વહે મિઠી જાણે પથ ઉપર પંચામૃત નદી,
સ્મરે જાણી શંભુ શિર ઉપર પુષ્પાવલિ જડી. ૨૩

કપાળે કંકુની અરધશશિપીએળ દિસતી,
ગળે નાળીએરી મૃત શિર સમી માળ ફરતી;
સજ્યા સોળે અંગે અભિનવ અલંકાર ગરવા,
શકે ચંડી આવી અસુરકુળ સંહાર કરવા. ૨૪

પતિ કેરો વ્યાપ્યો પ્રણય વિરહાગ્નિ રંગરગે,
ધસે ચીતા સામી જ્યમ નભ વિષે અભ્ર ઊમગે;
સતી કેરો થાએ શરભર નહિ વેગ તુરગે,
ચઢી યુદ્ધે વીરો મરણ ભયથી શું જરિ ડગે? ૨૫

નમીને કલ્યાણી દિનમણી અને સ્વશ્રુ, સુરને,
પુરીદેવીને ને જનક જનિતા ને શ્વસુરને;
નમીને દેવીને કુળ ગુરુ અને લોક સરવે,
ચઢે ચીતા મધ્યે જ્યમ સ્વરગ સોપાન હળવે. ૨૬

ચઢી માતા અંકે અગર ઉમરે શૈશવધરી,
ચઢી મામા અંસે અગર વરપાટે જવ વરી:

ચઢી શૈયામાં કે પતિ હૃદયમાં જોબન ધરી,
ચઢી ચિતા મધ્યે ત્યમ પતિ સમીપે જ્યમ પરી. ૨૭

વિરાજેછે શ્યામા પતિ વદનને અંક ધરતી,
બહુ દીપ્તિ ધારે સહગમનથી સ્નેહ ઝરતી;
દયા લાવી કે' છે અથ ઇતિ દશા રાવણ તણી,
થતા ભાવી જાણી નગર જન દુ:ખી મહીં ખણી. ૨૮
ઘણાં વાગે વાજાં સુર અસુરનાં એક સમયે,
વસુધા ભીંજાતી ત્રિભુવન જનોનાં દૃગ પયે;
હરિદ્રા સિંદૂરે અબિર અગરૂ મિશ્ર ઊડતાં,
ગુલાલે જો અંધો સહુ સમૂહ છે અક્ષત છતાં. ૨૯

સતી અંગૂઠેથી જવ જ્વલિત વહ્નિ પ્રકટતો,
થયો અંગે અંગે પુનિત દૃઢ સ્નેહાર્ણવ છતો;
વધી દેહે ઠંડી ચરચિત યથા ચંદન ઘન,
વદે સાથે આજે જય જય ધ્વનિ સમ ભુવન. ૩૦

હસીને બોલેછે લગિર ગણુગારે નહિ વ્યથા,
પતિ ધારે ત્યારે અવર સતીને હોય ન તથા;
ઝપાટામાં સ્નેહે તન ઉપર વહ્નિ પ્રસરતો,
પતિ સંગે પ્રિયા સતત વસવાને લઈ જતો. ૩૧

સુગંધી મ્હેકે છે યુવતિ તનથી ભવ્ય બસરી,
હરિ પાસે જાણે ગમન કરતી નૌતમ પરી;
રહી વ્યાપી અંગે શશધર તણી દીપ્તિ ક્ષણમાં,
થઇ શાન્તિ: શાન્તિ: ધરમશિળ કેરા હૃદયમાં. ૩૨

તજી હર્મ્યો બાગો અશન ધનને માન મમતા,
પિતા માતા ભાઇ ભગિની સહિ રાજ્યાનુકૂળતા;
સબંધી ને સ્નેહી અહરનિશની હાંસ તજતી,
સુકીર્તિ વિસ્તારી અચળ પદ પામી સહ પતિ. ૩૩

સદેહે લાખેણી યશ નિધિ સવા લાખ મરવે,
સુધા વર્ષે આહા! ઈહ અહિ સુતા દૈત્ય વરવે!

કર્યું નીતિ પાળી ક્ષણિક જગમાં સાર્થક સ્ત્રીએ,
તરી સંસારાબ્ધિ યુવતિ જ્યમ શ્રીતાત કપિએ. ૩૪

સર્ગ ૨૬ મો. સંપૂર્ણ.

---

## શાર્દૂલવિક્રીડિત

વાસો જ્યાં વ્યભિચારને નિશચરો કેરો અહો રાતનો,
તેને ત્યાં પરણી સુતા અહિ તણી સંયોગ દુષ્કર્મનો;
તોએ પંકજ તોયમાં ત્યમ રહી સત્કર્મથી સુંદરી,
સીતા તુલ્ય સુલોચના પતિવ્રતા નિર્વાણ શું સંચરી. ૧
રાજા રાવણ ખ્વાર જાર રમવા જાતાં મુવો પાટવી,
વેઠી દુઃખ ગયો મરી અનુજની પ્યારી થઇ સાધવી;
પુત્રી પુત્ર જમાઇ સાથ સઘળો હોમી વ્યભિચારમાં,
દેખાડે ઇતિહાસથી સુખ રહ્યાં જે જે સદાચારમાં.

## દોહા.

કોચ વાવિને હોંસથી, કેળાં લણવા જાય;
મૂરખ તેને માનવો, હોય રંક કે રાય. ૩
રાવણના વ્યભિચારનો, કરી સુરારિ પક્ષ;
અજિત નામ ધરાવતો, થયો કાળનો ભક્ષ. ૪
માટે તજિને દુષ્કૃતિ, ગૃહી સુકૃતિના સંગ;
સિદ્ધ કરી પુરુષાર્થને, વિજય કહો શ્રીરંગ. ૫

इति संपूर्णम्.

ॐ शान्तिः शान्तिः शान्तिः



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૫ | નૃશંશ | નૃશંસ |
| ૯ | ૧ | છડૅા | છડી. |
| ૧૧ | ૧૫ | હિદોળો | હિંદોળો. |
| ૧૨ | ૧૩ | કુંકુમ-ચદ્ર | કુંકુમ-ચંદ્ર |
| ૧૩ | ૭ | ચ્યુતમંજરી | ચૅત મંજરી. |
| ૧૪ | ૪ | વિવેલ | વિંધેલ. |
| ૧૪ | ૧૫ | શુ | શું. |
| ૧૫ | ૪ | કચુક | કંચુક |
| ૧૯ | ૩ | હુ | હું. |
| ૨૦ | ૧૦ | સિહ | સિંહ |
| ૨૦ | ૧૪ | મણુ | મણું |
| ૨૨ | ૧૨ | શૌર | શાર્ય |
| ૨૫ | ૫ | પાશ | પાસ |
| ૨૮ | ૧૮ | રૂકત | રકત |
| ૩૦ | ૧૮ | ષટકર્મ | ષટ્કર્મ |
| ૩૩ | ૧ | અપાર. | અપાર, |
| ૩૩ | ૧૮ | શમતાન | શમતા ન |
| ૩૪ | ૧ | વામેન | વામે ન |
| ૩૪ | ૧૩ | તૃષા મય | તૃષામય |
| ૩૫ | ૧૪ | શુધારા | સુધારા |
| ૩૬ | ૫ | આવરણું | આવરણુ |
| ૩૭ | ૨૦ | ઉભાવ્યા ઘ્રજેવા | ઉભા વ્યાઘ્ર જેવા |
| ૩૭ | ૨૧ | એક્ક યઢીલો | એકકેય ઢીલો |
| ૩૯ | ૧૯ | યોધ્ધા | યોદ્ધા |
| ૪૧ | ૧૦ | નજુક | નાજુક |
| ૪૩ | ૧૨ | મુનિ. | મુનિ. |

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ૧૧ | દિવાં કર | દિવાકર. |
| ૪૪ | ૧૩ | ઉદાસી. | ઉદાસ, |
| ૪૭ | ૧૬ | શ્વેદામ્બુ | સ્વેદામ્બુ |
| ૫૧ | ૧૬ | ચઢયા. | ચઢયો. |
| ૫૨ | ૨૪ | ડીપ | પડી |
| ૫૪ | ૮ | પૃષ્ટના | પુષ્ટના. |
| ૫૮ | ૨૫ | ઝે કાજળી | ઝેર કાજળી. |
| ૬૫ | ૨ | [illegible] | અંગોળી. |
| ૬૬ | ૩ | રિઘ | સ્થિર. |
| ૬૭ | ૨ | બદી | બંદી. |
| ૬૭ | ૧૮ | નયનૈ | નયને. |
| ૬૮ | ૧૪ | ભગિની | ભગિની |
| ૭૦ | ૪ | અતિ | અતિ |
| ૭૨ | ૭ | શાર્ય | શાર્ય. |
| ૭૩ | ૨૩ | ત | તેં |
| ૭૫ | ૧૫ | વૃષ્ટિ | વૃષ્ટિ |
| ૭૭ | ૪ | દુશ્મન | દુશ્મન |
| ૭૭ | ૧૬ | છેટા | છૂટા. |
| ૭૯ | ૧૪ | હિંગળોક | હિંગળોક. |
| ૭૯ | ૧૮ | બાન્ધુબધનો | બાન્ધુબંધનો. |
| ૭૯ | ૨૧ | મગળાને | મંગળાને |
| ૮૨ | ૧૫ | રવરગથી | સ્વરગથી |
| ૮૨ | ૧૯ | લંકમો | લંકમાં. |
| ૮૬ | ૨ | જયમાંશકે | જયમાં શકે. |
| ૮૭ | ૨ | શબ્દ | શબ્દ |
| ૮૮ | ૭ | આકરષ | આકરષે. |
| ૯૫ | ૧ | મ્ગનદંપતી | મગન દંપતી. |
| ૯૫ | ૧૨ | ચ્યુત | ચૂત. |
| ૯૬ | ૧૨ | ઢીલા | ઢીલા. |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | | અં નરિયાલ | અંતરિયાળ |
| ૯૯ | ૨૨ | પત્તિજવર | પિત્તજવર. |
| ૧૦૧ | ૭ | ચ્યુત | ચૂત |
| ૧૦૪ | ૩ | કથ | કંથ. |
| ૧૦૯ | ૮ | જનકેદુપ્રભા. | જનકેદુપ્રભા. |
| ૧૦૯ | ૮ | અબળા | અવળો. |
| ૧૧૧ | ૧૯ | જગદાપદી | જગદાપદા |
| ૧૧૨ | ૧૭ | ધણી | ધણી |
| ૧૧૪ | ૯ | ઉગરવા | ઉગારવા. |
| ૧૧૪ | ૧૯ | વરે | વરે." |
| ૧૧૭ | ૧૨ | સબધ | સબંધ |
| ૧૧૮ | ૨૧ | શકર | શંકર |
| ૧૧૯ | ૩ | નિરતર | નિરંતર. |
| ૧૨૬ | ૯ | જલધરમાલાવત્ત | જલધરમાલાવૃત્ત. |
| ૧૩૪ | ૧૨ | સ્પષ | સ્પર્ષ |
| ૧૪૧ | ૧૬ | શતદ ત | શત દંત. |
| ૧૪૩ | ૪ | કૃપાળુ | કૃપાળુ. |
| ૧૪૩ | ૧૦ | ધણે | ધણો. |
| ૧૪૫ | ૧૯ | દોથલો | દોથલાં. |
| ૧૫૦ | ૨૩ | ઉષ્ણરસ્મિ | ઉષ્ણરશ્મિ. |
| ૧૫૭ | ૧૪ | પેતિકો | પોતિકો. |
| ૧૫૮ | ૭ | અભમાં | આભમાં |
| ૧૫૮ | ૨૪ | અન્તિ | અગ્નિ. |
| ૧૫૯ | ૧૪ | શૂ પાળ | શૂરપાળ. |
| ૧૬૦ | ૨ | શીર્વ | શીર્ષ. |
| ૧૬૧ | ૦૧ | ણે | જાણે |
| ૧૬૭ | ૨૬ | ધ્વનિથી. | ધ્વનિથી, |
| ૧૬૮ | ૪ | પવનથી. | પવનથી, |

# કોશ.

## અ.

અગૃહિણી=શ્રીમંતવાળી સ્ત્રી.
અટ્ટ=મોટી સાદે.
અદ્રિ=પર્વત.
અનંગ=કામદેવ.
અનર્ગળ=નિરંકુશ.
અનૃત=જૂઠું.
અપગા=નદી.
અબ્ધિ=સમુદ્ર.
અલક્ત=અળતો.
અલંબુદ્ધિ="બહુ થયું" એવી મતિ.
અલિંદ=અગાશી.
અવસાન=મરણ.
અવજ્ઞા=અનાદર.
અશન=ખાવાનુ.
અશોક=આસોપાલવનું ઝાડ. રાવણનો બાગ, તથા શોક રહિત.
અસૂ=પ્રાણ.

## આ.

આકર્ણ=કાન સુધી.
આનન=મુખ.
આલવાલ=ક્યારો.
આશા, આશ=દિશા.

## ઇ.

ઇંગિત=બહારનાં ચિન્હ.

## ઉ.

ઉછંગ=ખોળો.
ઉડુગણ=તારા.
ઉદધિ=સમુદ્ર.
ઉષ્ણાંશુ=સૂર્ય.

## ઐ.

ઐહિક=આ સંસારનુ.

## અં.

અંક= ખોળો.
અંતક=કાળ, યમ.
અંબર=આકાશ, તથા વસ્ત્ર.
અંશુક=વસ્ત્ર.
અંસ=ખભો.

## ક.

કચ=ચોટલો.
કટક=સૈન્ય.
કરભોરુ=હાથીની શુંઢ જેવા ઝાંઘવાળી સ્ત્રી.
કરાલા=ભયંકર.
કુંતલ=વાળ.
કુમાર=કાર્તિક સ્વામી.
કુરંગ=હરણ.
કુલીશ=વજ્ર.
કૂપદંડ=શઢ.
કૃતાન્ત=કાળ.
કૃપાણ=તરવાર.
કેલી=રમત.
કંકાણ=ઘોડો.
કંચુક=કાંચળી.
કંદર્પ=કામદેવ.
કંદુક=દડો.

## ગ.

ગર=ઝેર.
ગિર=વાણી.
ગ્રાસ=કોળીઓ.

## ઘ.

ઘન=મેઘ, જાડુ.
ઘુણાક્ષર ન્યાય=ઘુણ નામનું જંતુ ચાલે છે ત્યારે કંઇ અક્ષર લખાય છે. તેની પેઠે અચાનક પોતાને ન આવડે તેવી રીતે કરવાનો ન્યાય.

## ચ.

ચન્દ્રક=ચાંલ્લો તથા ચંદ્ર.
ચન્દ્રકાન્ત, ચન્દ્રાશ્મ=એક જાતનો પથ્થર, જે માંથી ચન્દ્રોદયે પાણી ઝરે છે.
ચપળા=વીજળી તથા સ્ત્રી
ચષક=પ્યાલો.
ચિદ્રૂપ=જ્ઞાન રૂપ છે જેનું તે બ્રહ્મ.
ચિબુક=હડપચી.
ચમૂ=સેના.

ચૂતમંજરી=આંબાની માંજર.

**છ.**

છેહ=દગો.

**જ.**

જૈત્ર=જય કરનારો.
જ્યોત્સના=ચન્દ્રનું અજવાળું.
જંભારતાં=ઉઘાસતાં.

**ત.**

તરેલાં=આગલું જુસરૂ.
તરંગિણી=નદી.
તાંડવ=નૃત્ય.
તુંગ=ઉંચુ.
તેલિઆં=પાછળથી ઠેલનારાં પશુઓ.
તોખાર=ઘોડો.
ત્રીમૂર્ત્તિ=બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર.

**દ.**

દશકંધ, દશકંધર, દશાનન = રાવણ.
દિગ્પાળ.=દિશાઓમાં હાથીઓ છે તે.
દુરમર્ષણ=દુઃખે વેઠાય એવું.
દુર્ગ=કીલ્લો.
દંષ્ટ્રા=દાઢ.
દ્વિરેફ=ભમરો.

**ધ.**

ધૂર્જટી=મહાદેવ.

**ન.**

નક્ર=મગર.
નૂપુર=ઝાંઝર.
નૌપતિ=વહાણનો પતિ.
ન્યગ્રોધ=વડ.
નૃશંસ=રાક્ષસ.

**પ.**

પતંગ=સૂર્ય, પતંગીયું
પય=દુધ, પાણી.
પયોધર=સ્તન, મેઘ.
પયોનિધિ=સમુદ્ર.
પરાગ=પુષ્પની રજ.
પારધાન=વસ્ત્ર.
પરિરંભ=હાથ ભીડવી તે.
પારાવત=કબુતર.
પાર્વતી=મહાદેવની સ્ત્રી, પર્વતની દીકરી.
પાવક=અગ્નિ.
પીયૂશ=અમૃત.
પુંજ=ઢગલો.
પૌલસ્ત્ય=રાવણ, (પુલસ્તના વંશનો.
પંક=કચરો.
પંકજ=કમળ.
પ્રતિકાર=ઉપાય.
પ્રસ્વેદ=પરસીનો.
પ્રાશન=ભક્ષણ.
પ્રાસાદ.=હવેલી.

**બ.**

બુદ્બુદ=પરપોટો.
બલીવર્દ=આખલો.

**ભ.**

ભટ=યોધ્ધો.
ભલ્લૂક=રીંછ.
ભૂતપતિ=મહાદેવ.

**મ.**

મકરકેતુ=કામદેવ.
મઘવા=ઈન્દ્ર
મધુલિહ=માખી.
મનીષીણ=ડાહ્યો પુરૂષ.
મયરાજબાળી=મય નામના દાનવની દીકરી, મંદોદરી-રાવણની સ્ત્રી.
મરાલ=હંસ.
માર=કામદેવ.
મુધા=વૃથા.
મેખળા=કંદોરો.

**ય**

યષ્ટિ=લાકડી.

**ર.**

રણાબ્ધિ=રણ રૂપી સમુદ્ર.
રદન=દાંત.
રમણ=ધણી (સ્ત્રીનો).
રવ=શબ્દ.
રામા=સ્ત્રી.

રુકમરુપ
રુજા=દુઃખ
રંભોરુ=કેળ... જેવી ઝાંઘવાળી સ્ત્રી.

લ.

લટભ=સુંદર.
લોકગિરિ=લોકાલોક પર્વત.

વ.

વંકત્ર= મ્હોં.
વડવાગ્નિ=સમુદ્રમાં જે અગ્નિ રહેછે તે.
વદનાબ્જ=મ્હોં રૂપી કમળ.
વપ્રક્રિયા=તટ અથવા ગિરિ સાથે રમત.
વસન=લુગડાં.
વક્ષસ=છાતી.
વક્ષોરુહ=સ્તન.
વાત્યા=વાવાઝુંડું
વાપી=વાવ. કૂવો.
વાસવ=ઈન્દ્ર.
વિબુધ=દેવતાઓ, ડાહ્યા જન.
વિરતિ=અપ્રીતિ.
વિવર=ગુહા.
વિવિક્ત=એકાંત.
વિશારદ=ચતુર.
વિશ્રંભિની=વિશ્વાસ રાખનારી સ્ત્રી.
વૃક=રીંછ
વૃણિત=શા'ર પડેલુ.
વૃશ્ચિક=વિંછી
વેતસ=નેતર.
વેસર=ખચ્ચર... ...ળી.
વેળ=ભરતી, વખત
વડલ=પીજડો, નપુંસક.
વ્યાલ=સાપ

શ.

શકટિક=ગાડુ.
શક્રારિ=શક્ર-ઇન્દ્ર-અરી-દુષ્મન=ઈન્દ્ર જિત.
શચી=ઇન્દ્રાણી.
શુભ્રાંશુ=ચન્દ્ર.
શૈશવ=બાલ્યાવસ્થા.
શૃંખલા=સાંકળ.

ષ.

પંડ=નપુંસક.
શ્લેષ=દ્વી અર્થી તથા ભેટવું તે.

સ.

સપ્તમુખા=સૂર્યનો ઘોડો.
સમીરણ=વાયુ.
સરોરુહ=કમળ.
સવચ્છ=વાછડા સાથે.
સુધાકર=ચન્દ્ર.
સુભટ=મોટા યોદ્ધા.
સુમન=પુષ્પ.
સુરારિ=ઇન્દ્રજિત.
સેનાન્વિત=સેના સહિત.
સૈકત=રેતીવાળો, રેતીવાળો કીનારો.
સૌમિત્ર=લક્ષ્મણ.
સ્મર=કામદેવ.

હ.

હનુ=હડપચી.
હર્મ્ય=હવેલી.
હલાહલ=ઝેર.

ક્ષ.

ક્ષારામ્બુધિ=સમુદ્ર.